# આત્મ વિકાસના માર્ગે


વ્યાખ્યાતા અને પ્રણેતા

લાલન


---


પ્રસ્તાવના લેખક—

લાલનના ધર્મપુત્ર દુલેરાય વનજી


---


સંવત ૧૯૮૪ મંગળમય પર્યુષણ

૯ મી ૧૯૨૮ સપ્ટેમ્બર


---


ધી "સૂર્યપ્રકાશ" પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઈ ત્રીકમલાલે છાપી ઠે. પાનકોરનાકા-અમદાવાદ


---

કિંમત—ભાવના, વિચારણા, અને આચારણા

# આભાર દર્શન

જૈનના સર્વ સમ્રદાયોમા પોતાના વિચાર અને આચાર પૂર્વક પણ સમાન ભાવે વર્તનાર અને પોતાની કમાણીનો મ્હોટો ભાગ અખડ જૈન સમાજને ઉપકાર દ્રષ્ટિએ નહી, પરતુ સેવા ભાવે સાદર કરનાર **ભાઈ શ્રી મેઘજી થોભણ સાથે** એક માસ જેટલા લઘુ પરતુ ભાવ પ્રિય ધર્મ સમાગમ થયો તેના સ્મરણાર્થે આ પુસ્તક **લાલન તેઓને બધુ ભાવે સમર્પણ કરે છે**

પ્રસ્તુત પુસ્તકનું મુદ્રણ ખર્ચ તેઓએ આપેલ છે, અને તેથી પ્રથમ લાલને અને પછી સમાજે તેઓની સેવા ભાવનાનો અગીમાર -રી હૃદય ચોપડામા તેમની સેવા જમા કરવી જોઇએ, અને જમા કરતા વ્યાજે વધની રકમ સમાજને તેવા ભાવે અર્પણ કરતાં જવી જોઇએ જેથી આવા સેવા પ્રિય ઉદાર ગ્રહસ્થના આત્માને ધર્મો નદનું મગળ ફળ પ્રાપ્ત થાય

જામનગર, રાજેન્દ્રરોડ, તા ૧૩-૮-૨૮

લી મગળ પ્રિય
લાલન

ॐ

# પુસ્તક પ્રવેશિકા-પ્રસ્તાવના

પ્રસ્તુત પુસ્તક પહેલેથી છેલ્લે સુધી શાંતિ પૂર્વક વાચન ક
નાર આત્મ બન્ધુને જણાઈ આવશે કે પૃથક્ પૃથક્ સ્થળોમાં ફર
શ્રી વક્તાએ અધ્યાત્મ જિવનની ઉપયોગીતા, તેમજ ધર્મ
રહસ્ય ભર્યું મૂલ્યવાનપણું સમજાવવા અતિ શ્રમ લીધો છે જૂદા
જૂદા સ્થાને પર્યટન કરી ત્યાં વસતા નાગરિકો બાલ, યુવા વૃદ્ધો
અને ભિન્ન ભિન્ન સંપ્રદાયોને અનુસરનારાઓ સમક્ષ અન્ય ધર્મની
ટીકા કે અવગણના કર્યા વિના સૌને આત્મ કલ્યાણના દ્રષ્ટિ બિંદુને
અંતઃકરણ પર સ્થિર રાખી મહદ્ ઉપકાર કરનારી આ પુણ્ય પ્ર
તિનો આરંભ કરેલો ધર્મવીર અને શાસન દિપક બન્ધુઓએ આ
પ્રવૃતિમાં અમને પ્રસંગોચિત મદદ આપી ઉપકૃત કર્યા છે

આ પુણ્ય પ્રવૃતિનો ઉદ્ભવ અને પોષણ કેમ થયું એનો
સંક્ષિપ્ત ઉલ્લેખ કરવાનું હું અપ્રાસંગિક નથી માનતો કેમકે શ્રી
વ્યાખ્યાતાની જિવન રેખાથી હું કંઇક પરિચિત પણ છુ પૂજ્ય
લાભન સાહેબનુ જિવન પ્રથમથી જ્ઞાનાભિલાષી અને શાસ્ત્રીય
સ્વભાવનુ હોવાથી તેઓજ તે સદોદિત રાચી અને જ્ઞાનવૃદ્ધિ કર
વાના પ્રયાસમાં પરોવાયેલા રહેતા

આથી તેમણે શાસન પ્રતિપાદન કે ધર્મ નિર્ણિત થયેલ અનુષ્ઠાન
કે ક્રિયામાં રહેલુ રહસ્ય જાણવા દરકાર કરી નહિ

પરંતુ જગતને અદૃશ્ય એવુ કોઇ ગુપ્ત મહાન તત્વ આ
દુનિયાપર સર્વ સ્થળે (શુભ કર્મ પરિણામ રાજા) વ્યવસ્થા સાચવી
રહેલ છે તે ગુપ્ત સત્તાએ પૂજ્ય પંડિતજીના હૃદયમા પ્રખર ક્રિયા



प्रशम ( साधन ) कायोत्सर्ग ध्याने

રૂચિની યોજના કરી તેમના દ્વારા પૂ પડિતજીને ક્રિયામાં જોડવા નિર્માણ કરેલ હતુ આ રીતે ક્રિયા તરફ દોરનાર અને ક્રિયાની અભીરૂચિ કરાવનાર તેમના ધર્મપત્નિ થયા

તેઓ પોતાના ગૃહ કાર્યથી નિવૃત થતા બાકીનો અવશેષ રહેતો બધો સમય સામાયિક, પ્રતિક્રમણ વિગેરે ધર્મ ક્રિયામા ખર્ચતા અને એ પુણ્યાત્માની ઇચ્છા સર્વદા એવી રહેતી કે-પૂજ્ય પડિતજી ક્રિયાનુ મહાત્મ્ય અને તેનુ રહસ્ય સ્વીકારે તો જ્ઞાન અને ક્રિયાનો ઉતમ મેળાપ થતા અન્ય ધર્માનુરાગી બધુઓને અતિ મહાયપ્રદ થાય.

તેમની આ શુભ ભાવના વિશુદ્ધ મનોભૂમિમા પરિપક્વ થયાજ કરતી હતી, પણ જ્ઞાન પિપાસુ પડિત હૃદય તેમને સાભળવા તત્પરતો નહોતા છતાં તે ક્રિયારૂચિની અચળ અનુષ્ઠાન પ્રિસ્તાની પોતાના અતરમાં સ્તુતિ કરતા, અને વિચારતા કે-અહો આ ધર્મ પ્રેમી ને ક્રિયા કેટલી બધી વ્હાલી છે! ક્રિયામા કઈ અન તો હશે, એમ આપણે તેના ક્રિયા પરના પ્રેમથી સ્વીકારવુ પડશે

થોડા કાળ પશ્ચાત્ આ ક્રિયા પ્રેમી દેવીએ સસાર યાત્રા પૂર્ણ કરી અને આગળ આત્મ વિહાર કર્યો આ વેળા પૂ પડિતજીએ મનો મથન કરી, એ જનાર આત્માને કઇ વસ્તુ અધિકપ્રિય હતી તેનુ સશોધન કર્યું કે-ધર્મ ક્રિયા એ તેની પ્રિય વસ્તુ હતી બસ આટલેથી ત્રણુસો સાઠ સામાયિક, ત્રણુસો સાઠ પ્રભુ પૂજન, અને ત્રણુસો સાઠ માળા, એ આત્મા નિમિત્તે કરવા દૃઢ સકલ્પ કર્યો અને ક્રિયા કરતા પોતાના જ્ઞાનને સાથે રાખી ઉભયનુ સદ્-કાર્ય આર્દ્યું

આ ક્રિયા પોતે મઢડા યોગાશ્રમમા એમ્બાજ કરવાનો આરભ કરેલો દિવસાનુ દિવસ તેઓ અધિક, અધિક રસ પૂર્વક આ ક્રિયા કરવા લાગ્યા સામાયિક સૂત્રને ઉચ્ચાર કરતાની સાથેજ મનન કરી તેમાથી ઉત્પન્ન થતો હેતુ પામ્યા પછીજ બીજા સૂત્રને અનુસરવુ આવા નિયમ પૂર્વક થતી ક્રિયામા તેઓ સફળ થતા આત્માનદમા મ્હાલવા લાગ્યા જ્ઞાન સહિત ક્રિયાથી થતો અવર્ણનિય આનદ અને આત્માની ઉતરોતર થતી ઉત્કર્ષ સ્થિતિથી તેઓનો વિશુદ્ધ અતરાત્મા પ્રકાશોજ્જ્વલ પામતો ગયો

દ્રવ્યક્રિયામારો ભાવક્રિયાને સલગ્ન કરી આ આનદ લે એમ તે ઇચ્છતા ખરા તથાપિ શ્રી હરિભદ્ર સુરિજીના કથનાનુસાર (૧) પ્રણિધિ (૨) પ્રવૃત્તિ (૩) વિઘ્નજય (૪) સિદ્ધિ (૫) વિનિમય

આ પ્રણાલિકા અનુસાર સર્વથા વિઘ્નજય થયા પછી, તેનું ફળ એટલે સિદ્ધિ પામ્યા પછી અન્ય ધર્મ પ્રેમી અને આત્મ કલ્યાણ ઇચ્છતા બધુઓને સમજાવવા પોતાનો મનોભાવ હતો

પરતુ એટલામા ગોધાવી વાળા શ્રી કકલભાઇ ગોમ્બદાસ કે જેઓ પૂ પડિતજીના વક્તૃત્વ મડળમાના મિત્ર હતા તેમને જ્ઞાન સહિત ક્રિયાથી થતો આનદ દેખાયો અને પોતે સાથે રહી અભ્યાસ કરવા વિજ્ઞપ્તિ કરી જીજ્ઞામા જોઇ સ્વીકાર કરવો પડયો મળવા આવેલા કકલભાઇ ધર્મપ્રેમી હોવાથી જ્ઞાન પુરસર ક્રિયા કરવા અને રસ લેવા લાગ્યા

એક દિવસ કકલભાઈનું પ્રસગોચિત પાલીતાણા ગમન થયુ ત્યા સદ્ગુણાનુરાગી મુનિશ્રી કર્પૂર વિજયજી વિરાજતા હતા તેમને વદન કરવા જતા કકલભાઇએ પડિતજી સાથે ક્રિયાનો અભ્યાસ

કરતા હોવાનુ જણાવ્યું અને તે શૈલી કહી બતાવી ક્રિયાની આ સુંદર પ્રણાલિકા તેમના દિલે વસી ગઈ અને તે આમ ગુપ્ત થાય તેના કરતાં પ્રચાર કરી, જૈન સમાજને આત્મકલ્યાણના માર્ગ દર્શક બને એવી હિતવૃત્તિનો ઉદ્‌ભવ થયો તેથી તેઓશ્રીએ પંડિતજીને આજ્ઞા કરી

જૈન શાળાઓ જૈન હાઇસ્કુલો, અને કોલેજોમા પ્રવાસ કરી આ સામાયિક તરફ દોરવા અને તેઓને સહજ રીતે આત્મ ગૌરવ અને આત્મ સામર્થ્ય સમજાય અને ધર્માભિમુખ થાય તેમ પ્રયાસ કરવો આ આજ્ઞાનુ અવલબન લઇ પંડિતજી ભાવનગર ગણપુર લીમડી જેવા જૈન વસ્તી વાળા ક્ષેત્રોમાં ફરી સામાયિક રહસ્યનો થયેલ સ્વાનુભવ વ્યક્ત કરવા લાગ્યા

આચાર્ય શ્રી વિજય કેસર સૂરિને પણ આ પ્રવૃત્તિની જાણ થઇ તેથી તેણે પંડિતજીને પ્રેરણા કરી કે માત્ર કાઠિઆવાડમા વસતી જૈન પ્રજા, તમારી આ ઉત્તમ પ્રકારે થતી સામાયિકનો લાભ લે એટલુંજ બસ નથી ગુજરાતમા પણ વિપુલ વસ્તી જ્યા આપણા જૈન બાધવની હોય ત્યા પણ તમને જવાની અગત્ય છે

આ સમય દરમ્યાન પાલિતાણા શત્રુંજય યાત્રા બંધ થયેલી, અને તેથી ઉપદેશ દ્વારા ધર્મ જાગ્રતિ રહેવાનો સભવ હોવાનુ બતાવી આજ્ઞા કરી. પંડિતજીએ તત્કાળ તે આજ્ઞા શિરોવદ્ય કરી અને દહેગામ, અમદાવાદ વડોદરા, ભરૂચ સુરત, ગરિર બીલીમોરા નવસારી જલાલપુર, અને મુબાઇ વગેરે સ્થળે ફરી મૂલ્યવતે સામાયિક યોગ, ઉપરાત પ્રસગોચિત ભાષણો આપી શત્રુંજય યાત્રા બધ વેળા, જૈન સમાજની અમુલ્ય સેવા સાધી છે

ઉક્ત સેવાના અંગે થતો પ્રવાસ ખર્ચ, મદદનિશને આપવામાં આવતુ વેતન ભાષણો મુદ્રણ કરવામા જોઇતુ દ્રવ્ય, વિગેરે આર્થિક સહાય યોગ પ્રચાર ફંડના માનદ સેક્રેટરી-ધર્મવીર શ્રી મગનલાલ નગીનચદભાઇએ તે ફંડમાથી આપી જૈન સમુદાય ઉપર ઉપકાર કર્યો છે કેટલાક ભાષણો આ સગ્રહમા ઉમેરવામાં આવ્યાં નથી કારણકે એકનો એક વિષય બહુધા જૂદા જૂદા શ્રોતૃમડળ પાસે રજુ કરવાનો હોવાથી વાચકને પુનરૂક્તિ દોષ દેખાય અને તેથી સપૂર્ણ વાંચવાનુ ધૈર્ય ખોઇ બેસે તેમજ આ ઉદ્યોગના યુગમાં ઘણાને વાચવાનો અવકાશ પણ અપ્રાપ્ય હોવાનો સભવ છે આ બધુ છતા પણ મનન નહી કરી શકનાર વાચકને પુનરૂક્તિ ઉપયોગી અને હિત કરે છે એમ કહ્યા વગર રહી શકાતુ નથી. અધિકસ્ય અધિક ફલ એ કથનાનુસાર એક વખત વાચવામા આવેલ ફરી આવે ત્યારે પુનરાવલોકન થાય છે એમ સમજી ગુણ દ્રષ્ટિથી વિવેક પુરસાર વાચવા વિજ્ઞપ્તિ છે

શ્રી વ્યાખ્યાતા માનવપ્રેમી અને સદ્‌ગુણ સશોધક મુખ્યત્વે હોવાથી સદ્‌ગુણ સુવાસીત મહાત્માઓ અને ગ્રહસ્થોને પણ અનેક વેળા મળ્યા છે તેથી માનવ શક્તિની અપરિમિતતા પર દ્દઢ બની એ શક્તિને સપૂર્ણ વિકસાવવા પ્રયત્ન સેવી રહ્યા છે અધ્યાત્મ પ્રેમી સતોને પૂ. પંડિતજીનુ નામ સુવિદિત છે

લી૦ દુલ્લેરાય. કોઠારી

ॐ तत्सत् परमात्माने नम

# ગુણદ્રષ્ટિવડે સંસારમાં સ્વર્ગ અને સમદ્રષ્ટિ વડે મોક્ષ.

( પડિત લાલને તા ૨૫-૬-૨૭ ના દિને જૈન ઉપાશ્રય દેહગામમા આપેલુ ભાષણ )

મગલમ્—चित यस्य स्फटिक विमलं नैव गृह्णातिरागम् ।
कारुण्याद्रे मनसि निखिला शोधिता येन दोषा ।
अक्रोधने स्वयमहितो येन ससारशत्रु ।
सर्वज्ञोऽसौ भवतु भवता श्रेयसे निश्चलाय ॥

અર્થાત્ સ્ફટિકના સરખુ નિર્મળ, જેમનુ ચિત્ત રાગને (રગને) ગ્રહણુ કરતુ નથી કરૂણાથી આર્દ્ર થયેલા મનમા જેણે દોષો સર્વ ધોઇ નાખ્યા છે જેમના અક્રોધથી (ક્ષમાથી) સસારના શત્રુરૂપ મોહ પોતેજ હણાઇ ગયો છે, એવા સર્વજ્ઞ પ્રભુ તમારા સર્વના નિશ્ચલ કલ્યાણુને માટે મોક્ષને) માટે થાઓ

આજનો વિષય ગુણુદ્રષ્ટિ વડે સસારમા સ્વર્ગ અને સમદ્રષ્ટિ વડે સસારમાજ મોક્ષ એ છે

આજનો વિષય વ્યવહારૂ થવાને માટે આપણે નારક અને દેવયોનિ માટે વાત નહિ કરીશું, કારણ કે એ બન્ને યોનિઓ આપણને દશ્ય નથી માટે આજના વિષયની સીમા તીર્યંચ અને મનુષ્ય એટલામાંજ વિશેષ કરીને રહેશે.

ગુણદ્રષ્ટિ કે સમદ્રષ્ટિ એ જાણવાની પૂર્વે દ્રષ્ટિ એ શી છે, એ જાણવું જોઇએ દ્રષ્ટિ શબ્દનો સામાન્ય અર્થ દેખવુ એ છે અને એનો તાત્વિક અર્થ વિચારપૂર્વક દેખવું એ છે આ સૃષ્ટિ કેવી છે, એ જૂદા જૂદા જોનારને ઘણુ કરી જૂદે જૂદે રૂપે ભાસે છે એટલા માટે આજનો વિષય સ્પષ્ટ કરવાને માટે એક દ્રષ્ટાત લઇએ. અમદાવાદમા રીચીરોડ નામનો એક મોટો રસ્તો છે પ્રભાતના પહોરમા ત્યાથી એક સુદર નવયુવના સ્ત્રી પસાર થાય છે તેને પસાર થતાં રસ્તામા ઠેસ વાગતાં, તે બાલા પડી જાય છે અને મરી જાય છે પ્રભાત હોવા છતા તુરતજ ત્યા ત્રણ વ્યક્તિ આવી ચઢે છે તેની આસપાસ તે ત્રણ વ્યક્તિ આવી ઉભી છે એક કુતરો છે, બીજો એક યુવાન પુરૂષ છે અને ત્રીજા એક સાધુ પુરૂષ છે

કુતરાને એમ થાય છે કે આ યુવાન પુરૂષ અને સાધુ પુરૂષ અહીથી જતા રહે તો આ સ્ત્રીનો હુ ભક્ષ કરૂ યુવાન પુરૂષ એમ ઇચ્છે છે કે આ કુતરો અને સાધુપુરૂષ અહીથી દૂર થાય તો હુ વિષયભોગ કરૂં અને સાધુપુરૂષને

એમ વિચાર થાય છે કે, આવું સુંદર સ્વરૂપ જે એને પ્રાપ્ત થયું, એ સ્ત્રી તેના મરણ પૂર્વે એક ક્ષણ પણ મારા દ્રષ્ટિ પથમા આવી હોત તો, હુ એને પ્રભુનુ નામ સભળાવત

આ દ્રષ્ટાંતથી સમજશો કે સ્ત્રી એકજ છે ત્રણે વ્યક્તિઓને તેમની વૃત્તિ પ્રમાણે-દ્રષ્ટિ પ્રમાણે તેમની નજર પ્રમાણે, તે જુદે જુદે રૂપે દેખાય છે તેમજ આ સંસાર કોઇને દુખરૂપે, કોઇને સુખરૂપે, કોઇને ગુણરૂપે, કોઇને દોષ રૂપે, કોઇને નરક રૂપે, કોઇને સ્વર્ગરૂપે, કોઇને નિગોદરૂપે અને કોઇને મોક્ષરૂપે પણ દેખાય છે જેવી જેવી મનુષ્યની દ્રષ્ટિ હોય છે, તેવી તેવી સૃષ્ટિ તેમને દેખાય છે અને તે પ્રમાણે તેને સુખ-દુખ, ગુણ અવગુણ, જ્ઞાન અજ્ઞાન, બળ અબળ દ્રષ્ટિગોચર થાય છે હજુ પણ વિશેષ સ્પષ્ટ થવાને માટે આપણે એક બીજુ દ્રષ્ટાંત લઇએ

ધારો કે આ ગામમાં બે વોરા છે એકનું નામ આદમજીભાઇ, બીજાનું નામ પીરભાઇ મોટા મુલ્લાજીનું તેમને ફરમાન થાય છે કે, આ તમને બ બેને પચાસ પચાસ પાન આપવામા આવે છે, એ તમારે ૫ દશ દિવસમા પુરા કરવા. હવે આદમજીભાઇએ એવી રીતે પાન ખાવા માંડયા કે પોતાની પાસે આવેલા પાનના જથામાંથી, પહેલે દિવસે જે પાનો ખરાબ જણાયા, તે પહેલા ખાઇ ગયો સારા પાન કાલે ખાઇશ

એમ વિચાર કરી રાખ્યો બીજે દીવસે જેટલા પાન બાકી હતા, તેમાથી જે ખરાબ થઇ ગયા હતા તે પાન ખાધા, અને સારાં પાન ત્યાર પછીના દિવસે ખાવાનો વિચાર કર્યો આ પ્રકારે રોજ રોજ ખરાબ પાન અને સારા પાન બીજે દીવસે ખાવાનો નિશ્ચય કર્યો આમ કરતા સારા પાન ખાવાનો વારો નહિજ આવ્યો પદરે દિવસ ખારબ પાન ખાધા

બીજી બાજુ પીરભાઇએ પોતાની પાસે જે પચાસ પાનનો જથો હતો, તેમાથી જે સારામા સારા પાન હતાં, તે પહેલે દીવસે ખાધા બાકી રહેલા પાનનાથી પણ જે સારા પાન હતા, તે બીજે દીવસે ખાધા બાકી રહેલાં પાન માથી પણ જે સારા પાન હતા, તે ત્રીજે દીવસે ખાધા આગ પદર દીવસ સુધી હમેશા સારા પાન ખાતા પાન પુરા થયા

આ ઉપરથી શ્રોતાઓ સમજશે કે આદમજી અને પીરભાઇ પાસે પાન એકજ જાતના હતા, છતા, આદમ જીની દ્રષ્ટિ ખરાબ પાન ઉપર હોવાને લીધે, રોજ રોજ ખરામ પાન જ ખાધા, અને પીરભાઇની દ્રષ્ટિ સારા પાન ઉપર હોવાથી બધા સારા પાનજ ખાધા આ પ્રકારે જેમની દ્રષ્ટિ આ સૃષ્ટિમા દોષ ઉપર હોય છે, તે દોષવાળુ જ— બધુ ખરાબજ જોતા જાય છે અને જેની દ્રષ્ટિ ગુણ ઉપર

હોય છે, તે બધુ સારૂજ જોતા જાય છે દોષદ્રષ્ટિ અને ગુણદ્રષ્ટિને આ સ્પષ્ટ ભેદ છે

ચારણી જેવા મનુષ્યો વળી ચારણી જેમ પોતાનામા ખરાબ ભાગને રાખીને, સારા ભાગને નીચે કાઢી નાખે છે, જેમ દોષોને લઇ ગુણોને ફેંકી દે છે, તેજ પ્રકારે સુપડાની પેઠે કેટલાએક મનુષ્યો ખરાબ ભાગને પોતે લઈ લે છે, તેમ કેટલાએક દોષને ફેંકી દઇ ગુણનેજ ગ્રહણ કરી લે છે

આપણે દોષ દ્રષ્ટિ છીએ કે ગુણ દ્રષ્ટિ છીએ એને માટે થોડાએક પદાર્થો ઉપર વિચાર કરીએ કોઇને આ-પણે પૂછીએ કે અગ્નિ વિષે તમે શું ધારો છો? કેટલાએક તુર તજ જવાબ આપે છે કે, અગ્નિ એક એવો પદાર્થ છે કે આપણને દઝાડે છે બીજાને પૂછીએ તો તે જવાબ આપે છે કે, અગ્નિ એક એવું દ્રવ્ય છે કે મનુષ્યની ટાઢ ઉડાડે છે મનુષ્યને માટે રસોઇ કરી આપે છે, એક દેશથી બીજે દેશ સ્ટીમર–આગગાડી તેમજ વાયુનૌકાથી પહોચાડે છે વળી સૂર્યની ગરમીથી–તેમા રહેલી અગ્નિથી વનસ્પતિઓ ઉગે છે અને એનીજ ગરમીથી દરીયામાંથી પાણી ઉડી વરાળ રૂપે થઇ, વાદળા બની, પર્વતો ઉપર અને જમીન ઉપર વરસે છે દુષ્કાળને દૂર કરે છે, અ ધકારને નસાડે છે

ભ્રમર વિષે પૂછીએ તો એક પ્રકારના મનુષ્યો એવો

જવાબ આપે છે કે, ભ્રમર એ એક એવું જતુ છે કે મનુષ્યને તે ડખે છે બીજા પ્રકારના મનુ'ષ્યા એજ એવું દર્શન કરે છે કે, ભ્રમર મનુષ્યને માટે મીણુ બનાવે જતુમા' છે પુષ્પના વધારાને-તેની રેણુના વધારે લઈ પોતાનો નિર્વાહ કરી મનુષ્યને માટે મધ બનાવે છે-ગુજારવ કરે છે

સર્પને માટે પૂછીએ તો ઘણા માણસો એવો જવાબ આપે છે કે મનુષ્યને ડખે છે, થોડા મનુષ્યો એમ પણ કહે છે કે, સપ કે કોઈ પણ પ્રાણી તેને ઈજા થયા વિના મનુષ્યને કરડતો નથી એટલુ જ નહિ પરતુ, સર્પ વિશેષ કરીને પ્રકૃતિમા-કુદરતમા-nature મા રહેતી ખરાબ-ઝેરી હવાને ખાઈને જીવે છે, એથી સસ્કૃતમાં તેને મરુભૂષ્ એવો પવનાહારી કહે છે એ ઝેરી હવા સર્પ ન ખાતા હોય તો, મનુષ્યો અને ઇતર-પ્રાણીઓના શ્વાસોશ્વાસમા તે હવા જઈ તેમને નુકશાન કરે, માટે સર્પ પણ ઉપયોગી સમય જીવન વ્યવહારની દ્રષ્ટિએ જણાય છે

આ પ્રકારે ઘણાં દ્રષ્ટાતો લઈ આપણે પોતાને સમજી શકીએ કે આપણે ગુણદ્રષ્ટિ છીએ કે દોષદ્રષ્ટિ ?

મનુષ્યના ઉત્તમ અવતારમાં પણ આપણી દ્રષ્ટિ ગુણને જુએ છે કે વિશેષ દોષને, તેનો નિર્ણય થઈ શકે અને એટલુ તો ખચિત જ છે કે, જેઓ ગુણને જુએ છે તેઓ

ગુણને એટલે સુખને ભોગવે છે અને જેઓ દોષને–અવગુણને નિહાળે છે, તેઓ મનુષ્ય સસારમા પણ નરકે કે નિગોદના જીવોની પેઠે દુ ખને ભોગવી રહ્યા છે, એટલુ જ નહિ પરતુ, ગુણને જોતા–ગુણની અનુમોદના કરતા મનુષ્યો પુણ્યબધ કરે છે, અને દોષને જોતા–અવગુણ ભણી દ્રષ્ટિ રાખતા પાપનો બધ કરે છે, અને પુણ્ય મનુષ્યને પુષ્કરાવર્ત મેઘથી નવડાવે છે અને સસારના તાપો દૂર કરે છે અને પાપ, મનુષ્યને દુ ખના દાવાનળમા સળગાવે છે એ કોનુ હવે અજાણ્યું છે?

આ પ્રકારે ગુણ દ્રષ્ટિ વર્તમાનમા સુખને અનુભવે છે, અને ભવિષ્યના સુખની તૈયારી કરે છે અને દોષ દ્રષ્ટિએ દુ ખ ભોગવે છે અને ભવિષ્યના દુ ખની તૈયારી પણ કરતા રહે છે ઇગ્રેજીમા ગુણ દ્રષ્ટિને optimist શુભ દ્રષ્ટિ આશાવાદી કહે છે અને દોષ દ્રષ્ટિને pesimist અશુભ દ્રષ્ટિ નિરાશાવાદી ગણે છે ગુણ દ્રષ્ટિ કે શુભ દ્રષ્ટિનું મનુષ્ય જીવન અહીંજ સ્વર્ગરૂપ છે અને દોષ દ્રષ્ટિનું નરક રૂપ

હવે આપણે વિચાર કરીએ કે મનુષ્ય સસારમા સુખ વિશેષ છે કે દુ ખ? ઘણાઓ કહે છે કે દુ ખ વિશેષ છે. થોડાકો કહે છે કે દુ ખ અને સુખ સમાન છે અને વિરલ કહે છે કે સુખ વિશેષ છે, એટલુજ નહિ પરતુ એ વિશેષ સુખને વધારી, મનુષ્ય પૂર્ણ સુખી પણ થઈ

છે આમ ભિન્ન ભિન્ન દ્રષ્ટિથી જોનારાઓની સત્યતા ઉપર આપણે હવે અવલોકન કરીએ દોષ દ્રષ્ટિને પણ જ્યારે પૂછવામા આવે કે મનુષ્યમા બહેરા વધારે છે કે સાભળનારા? આંધળા વધારે છે કે દેખતા? નાકકટા વધારે છે કે નાકવાળા? મૂગા વધારે છે કે બોલતા? ઠુઠા વધારે છે કે બે હાથવાળા? લગડા વધારે કે બે પગે ચાલનારા? આ વખતે પ્રમાણિક દોષ દ્રષ્ટિને પણ, વિચાર કરવા વિના છૂટકો નથી રહેતો કે શરીરે ખોળ-ખાપણવાળા કરતા શરીરે સારા વધારે છે માટે વિચાર કરીએ તો માલુમ પડે છે કે શરીરે દુઃખી કરતા સુખી વધારે છે

શહેરમા કે ગામમા માદા વધારે છે કે સાજા? હૉસ્પીટાલમા ઘણા માણસો વધારે રહે છે કે ઘરમા-બજારમા રહેતા કે ફરતા ફરતા જોવામા આવે છે? આમ અવલોકન કરતા વિચારક મનુષ્યને જણાય છે કે, માદા કરતા સારા વધારે છે, તો દુઃખી કરતા સુખી પણ વધારે છે

હવે આગગાડીઓમાં, અકસ્માત ઘણા થાય છે, કે નિયત સ્થાને પેસેન્જરોને વધારે પહોચાડે છે? આગબોટો ડૂબે છે વધારે કે તરે છે વધારે! વેપારીઓમા દેવાળીઆઓ વધારે કે શાહુકારો વધારે? આ ઉપર વિચાર કરતા જણાય છે કે આગગાડી નિયત સ્થાને ઘણી વાર પહોંચાડે છે, થોડા અકસ્માત પણ થાય છે આગબોટો

ઘણી વાર તરી જાય છે કોઈકવાર ડુબી પણ જાય છે વેપારીઓમા શાહુકારો વધારે હોય છે થોડા દેવાળાં પણ કાઢે છે

આ પ્રકારે વ્યવહાર સૃષ્ટિમા જોતા પણ સુખ વિશેષ છે, અને દુ ખ થોડુ જો દુ ખ ઘણું હોય તો મનુષ્ય જીવન જીવવા અશક્ય થઇ પડે શાહુકારી કરતા દેવાળા વધારે હોય તો વેપાર આજેજ બધ પડે

તથાપ કેટલાએક મનુષ્યોને, વક્તાને લાગે છે કે વિચારશૂન્ય મનુષ્યોને, દુ ખ વિશેષ લાગે છે તેનું એક કારણુ સમજાય છે, અને તે એ છે કે, દુ ખ એ ખરાબ છે, અને દુ ખ આવતા મનુષ્યો સુખને ભૂલી જાય છે જેમકે એક મનુષ્ય આખા શરીરે આરોગ્ય હોય અને તેના પગમા કાંટો વાગે, તે વખતે આરોગ્યતાનું સુખ ભૂલી જાય છે, અને એ દુ ખમા ડુબી જઇ પોતાના વિશેષ સુખને વિસરી જાય છે, એટલા માટે કાટા લાગવા જેટલા પણ દુ ખને, કયા તો મનુષ્ય દૂર કરે અથવા સુખને પૂર્ણ કરે તો સ્વાભાવિક સુખ પ્રગટ થઇ રહે અને ક્રિયાત્મક સુખનો ઉપભોગ લે

ગુણ દ્રષ્ટિ પર અને દોષ દ્રષ્ટિ ઉપર આટલા વ્યવહારિક વિચારો કર્યા હવે આપણે માનસ ક્ષેત્રમા પ્રવેશ કરીએ ત્યા જતા મનુષ્ય સ્વભાવની વિચિત્રતા દેખાય છે, એટલુંજ નહિ પરતુ ગુણ દ્રષ્ટિ અને દોષ દ્રષ્ટિમા પોતા-

નામા ગુણુ જુએ છે, અને બીજાનામા દોષ–પોતાનામા વિશેષ ગુણુ, બીજાનામા વિશેષ દોષ મનુષ્ય સંસારમાંના આવેલા લક્ષ્મીને, મનને, કર્મને કેટલાએક નિંદા કરતા દેખાય છે, અને થોડાએક પ્રશંસા કરતા ?

દોષ દ્રષ્ટિને આપણે કાક દ્રષ્ટિ, ગુણ દ્રષ્ટિને હંસ દ્રષ્ટિ અને સમદ્રષ્ટિને ચારવાક દ્રષ્ટિ–Skylark દ્રષ્ટિ કહીએ દોષદ્રષ્ટિ, કાકદ્રષ્ટિ એટલા માટે કે કાગડો જ્યા મધુ હોય–ગુમડુ હોય–ચાઠુ હોય ત્યાજ બેસે છે, એટલેકે ખરાબ ઉપરજ હમેશાં દ્રષ્ટિ હોય છે માટે આવા મનુષ્યોને કાકદ્રષ્ટિ તરીકે ઓળખાય તો શું ખોટુ છે ? દુધ અને પાણી ભેગા હોવા છતા પણ જેની ચાચમા, એવો ગુણુ હોય છે કે પાણીને ભિન્ન કરી દુધને પી જાય છે એવા હંસ એટલે કે સંસારમાં રહેલા અલ્પ દોષોને છોડી, ગુણુનો અનુભવ કરે છે, તે હંસદ્રષ્ટિ કહેવાય એ તો યથાર્થ લાગે છે

હવે આપણે ગુણુ દ્રષ્ટિ અને દોષદ્રષ્ટિથી ઉંચે જઈ યથાર્થ દ્રષ્ટિ ઉપર આવીએ, તેની પહેલા મનુષ્ય સંસારમા ગૃહસ્થ હોવા છતાં લક્ષ્મીને દોષયુક્ત ગણે છે, તેના ઉપર વિચાર કરીએ વક્તાનો એવો વિચાર છે કે પછી તે યથાર્થ હોય કે કેમ, તે હાલ કહી શકાય નહિ તથાપિ ક્ષયોપશમ અનુસાર જણાવે છે કે ગૃહસ્થને લક્ષ્મી ભૂષણ છે અને

સન્યાસીને-સાધુને દૂષણરૂપ છે હા, લક્ષ્મી પ્રમાણિક ન્યાયોપર્જિત જોઇએ લક્ષ્મીને દોષ આપનારને સબોધી એક દિવસ સાક્ષાત્ લક્ષ્મી દેવી કહે છે કે માનવદેવ ! આ શુ બોલો છો ? હું ખરાબ છુ ? હું તો જડ છુ આપની આજ્ઞાને અનુસરી હું ખાડામા પડુ છુ, અને તમનેજ અનુસરી પરોપકારના શિખરે ચઢુ છુ માટે આપ તપાસ કરો કે જડ, આપની આજ્ઞાને અનુસરનારી એવી હું લક્ષ્મી ગુણ કે દોષવાન એ ઉભયમા એકે નથી, પરતુ આપની સહધર્મિણી હોવાથી જણાવું છુ કે, આપ અજ્ઞાનને લઇને મારામા દોષ તો નથી આરોપતા ? મને તો લાગે છે કે મારી સખી અને ગૃહસ્થરામને શોભા આપનારી સતી સીતામા પણ દુર્મુખ જેવાએ આરોપ મૂકયો, તેમ દુર્મુખ જેવા મનુષ્યો, પોતાના અવિવેક દોષને કે અજ્ઞાન દોષને મારામા આરોપે છે માટે સ્વામીનાથ ! એવાઓની પાસેથી હું હમણાજ ચાલી જાઉ છુ અને સીતા જેમ અગ્નિમા સમાઈ ગયાં તેમ, પોતાના દોષને નહિ જોનાર એવા મનુષ્યની પાસેથી જાઉ છુ.

હવે આપણે મનને દોષ આપનારા તરફ નિહાળીએ ઘણા વિદ્વાન કહેવાતા પણ પોતાનામા દોષ ન જોતાં મનમા દોષ જોઈ મનને ગાળ આપે છે અને ગાય છે કે -

" મન તું ગમાર થામા
દોષમા ડબાઈ જા મા

ક્રોધ, કામ, લોભ ચોર,
ચોરે તારૂં ચારે કોર
મોહ મત્સરે મશામા
આધિઓ અનેક રાખી                                        મનતું
વ્યાધિઓ વિશેષ સાખી
હાય હૈયામા હણુંમાં ”

આવા વિદ્વાનોને સંબોધી મન તેમને કહે છે કે,                 મનતું
પ્રભુ સાંભળો ! હું ગમાર છું ? કે આપમાં રહેલું અજ્ઞાની હું તો જડ છું આપ ચૈતન્ય છો. આપ મારો ઉપયોગ ક્રોધમા, કામમા, લોભમા, ચોરીમા કરો–આપ મને નીચે પછાડો અને આપ મને ક્ષમાએ, સંતોષે–બ્રહ્મચર્યે–દયાએ પ્રમાણિકપણાએ ચઢાવો તો. હું શું નથી ચઢતુ ? આપ નરકના ખાડામા ડૂબાવો તો હું ડુબુ છુ આપ મને સ્વર્ગની સીડીએ-શિખરે ચઢાવો તો ત્યાં પણ હું ચઢુ છુ માટે એ ગુણ કે દોષ ? હું જડ હોવાથી, એ ઉભય મારામા નથી, પરંતુ આપના વિવેકને સુધારો, પછી આપ ગુણવાન હોવાથી, હું ગમાર નહિ પરંતુ ડાહ્યું હોઇશ હું કોઈ દિવસ દોઢડહાપણ કરૂ એમ નથી માટે હવેથી જો મારામા આરોપ મૂકશો તો હું જડ હોવાથી ચાલ્યું જઇશ અને આપ કોઇ પણ રૂડા વિચાર મનુષ્ય સંસારમા કરી શકશો નહિ માટે આપ વિવેક વડે ગુણદૃષ્ટિ થાઓ, કે સમદૃષ્ટિ

બનો અને સંસારને સ્વર્ગ સરખુ–અનુત્તર વિમાન સરખુ–શિવપુરી જેવું, નંદન વન જેવું બનાવો એવું હું ઇચ્છુ છુ

હવે આપણે કર્મનો દોષ આપનારા તરફ દૃષ્ટિ કરીએ ઘણા મનુષ્યો કર્મને પણ વગર વિચારે નિર્પેક્ષ દોષ આપે છે તેઓ કહે છે કે જીવને સંસારમા દુખ આપનાર કર્મજ છે કર્મ તેમને સંબોધીને કહે છે કે—

આપ જરા વિચારીને જોશો તો માલુમ પડશે કે મહારાજા છો–સંસારમા ચક્રવર્તિ જેવા છો. આપના રાજ્યની વ્યવસ્થા રાખવાનેજ, આપે મને ન્યાયાધીશના પદે નિયત કરેલ છે આપના રાજ્યમા મે કર્મ, ન્યાયાધીશે કોઈનો પણ પક્ષપાત કર્યો નથી કોઈની પ્રાર્થનારૂપી લાચ મે લીધી નથી અદલ ઇન્સાફ મે કર્યો છે કે કેમ તે માટે આપ દેકર્ટ તપાસો તીર્થંકર જેવાઓની કે, જગતના મહાપુરૂષોનો મે પક્ષપાત કર્યો નથી જેણે સારૂ કર્યું છે, તેઓને ઇલકાબ–ઇનામ અપાવવા વિના હુ રહ્યા નથી, અને જેઓએ ભુડુ કર્યું છે, તેમને શિક્ષા અપાવવા વિના હુ રહ્યો નથી પ્રમાણિકપણે ન્યાયનું કામ કરનાર હુ કર્મ, તમારો અમલદાર–તમારો ન્યાયાધીશ, તમારા રાજ્યમાં વ્યવસ્થા રાખનાર–આપ વિચાર શો કે હુ સર્ટિફિકેટ ને યોગ્ય છુ કે નિંદાને! જગતમાં વ્યવસ્થા રાખનાર, નઠારાને શક્ષા આપનાર અને સારાને ઇનામ આપનાર, આપની

આજ્ઞાથીજ આ જગતમાં છું માટે મારે હવે તમારી સર
વીસ-સેવા કરવી નથી મને રજા આપો. મને તો તમારે
પેન્સન આપવુ જોઇએ કારણ કે, મે તમારી પ્રમાણિકપણે
નોકરી બજાવી છે આમ વિચાર કરતા માલુમ પડે છે કે
કર્મનો પણ દોષ નથી કારણ કે જડ કર્મમા નથી ગુણ
કે દોષ દોષ માત્ર જીવમા રહેલા મોહમા-અજ્ઞાનમા
અવિદ્યામા-અવિવેકમાં છે, અને તે દૂર કરતાં સસાર એ
સ્વર્ગ બની રહે છે

હવે સસારને મોક્ષ પણ કેમ બનાવવુ, એને માટે
ગુણદૃષ્ટિ ઉપરાંત સમ દૃષ્ટિ પણ જોઇએ

ગુણાનુકુલકના કર્તા, તો કહે છે કે આ સસારમા
મનુષ્યને ગુણદૃષ્ટિથી તીર્થંકરની પદવી પણ દુર્લભ નથી

आतिथ्यय पयारो न दुलह । तस्स सिद्धिओ ।

તીર્થંકર સુધીની પણ રિદ્ધિઓ તેમને દુર્લભ નથી
હવે સમદૃષ્ટિ કે યથાર્થ દૃષ્ટિએ શું છે તે જોઇએ એ વડે
મોક્ષ પ્રાપ્ત થાય છે એને માટે બીજુ વ્યાખ્યાન કરશું,
યાપિ એ પૂર્ણ દૃષ્ટિ શી છે એનો કઇક ખ્યાલ હાલ આપવા
યત્ન સેવાય છે

પૃથ્વી ઉપર આપણે જેને એક પડખે રાત્રિ કે અધ
દેખીએ છીએ, અને બીજે પડખે દિવસ કે ઉજાસ
ીએ છીએ પૃથ્વીની બીજી બાજુએ જડ પૃથ્વીનો પડ

ત્છાયો પડવાથી, અધકાર દેખાય છે હવે આપણે દિવસને-ઉજાસને સુખ સમજીએ અને રાત્રિને-અધકારને દુખ સમજીએ તો ખોટુ નથી પૃથ્વીમા કે સસારમા સુખ દુખ ઉભય છે નારકીમા કેવળ દુખ, સ્વર્ગમા કેવળ સુખ, તિર્યંચમા વિશેષ દુખ અને મનુષ્યમા વિશેષ સુખ, એમ સામાન્ય રીતે કહી શકાય પરતુ આ ચારે પ્રકારના જીવો એટલે કે નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ પૂર્ણ સુખી નથી-Not absolutely happy Absolute happiness કે અવ્યાબાધ સુખ કે દુખ વિનાનું પૂર્ણ સુખ કયા છે તે જોઇએ લોકો કહે છે કે સૂર્યાસ્ત થાય છે અને સુર્યનો ઉદય થાય છે, આ વાત વ્યવહારે-લોક વ્યવહારે Conventionally ખરી છે, પરતુ નિશ્ચયે phylosophically ખોટી છે સૂર્યાસ્ત થતોજ નથી સૂર્ય સદા ઉદયમાન છે તમે કે હુ સૂર્યના વિમાનમા એટલે શુદ્ધાત્મારૂપી સૂર્યમા રહેતા હોઇએ તો, આપણે સદાના દિવસમા હોઇએ-eternal day મા હોઇએ, અવ્યાબાધ સુખમા હોઈએ, માટે પૃથ્વીરૂપી દેહ દ્રષ્ટિમાંથી દૂર થઇ, આત્મદ્રષ્ટિમા રહેતા શીખીએ, તો આપણે પૂર્ણ -જ્ઞાનમા અને તેને લઇને પૂર્ણાનદમા-સચ્ચિદાનદમા સર્વદા વસીએ

ૐ શાન્તિ.! શાન્તિ શાન્તિ !!

---

ॐ स्वस्वरुपाय नम ।

# आत्मज्ञान

(જૈનરાજયોગના પ્રચારક પડિત લાલને ભરૂચમાં વેજલપરા જૈન ધર્મશાળામા તા ૧૮-૧૨-૨૬ ના દિને આપેલું ભાષણ–

આત્મપ્રિય સુજ્ઞ બાંધવો અને સુશીલ બ્હેનો,

આ સસારમાં જીવ ચાર પ્રકારના છે, જેમા બે દ્રશ્ય છે, અને બે અદ્રશ્ય છે અદ્રશ્ય તે નારક, અને દેવતા છે, અને દ્રશ્ય તે તીર્યંચ અને મનુષ્ય છે તીર્યંચમા સચેત પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ, જતુ અને જળચર પક્ષિ આદી ખેચર, અને પશુ આદિ સ્થળચરનો સમાવેશ થાય છે, અને જુદી જુદી ભૂમિઓમા રહેનારા આપણે મનુષ્યો છીએ

અદ્રશ્ય કોટિમા આવેલા નારક જીવો દુખમાં રગ દોળાય છે, અને અદ્રશ્ય ગણાતા સ્વર્ગીય દેવતાઓ સુખમા મ્હાલે છે, એમ શાસ્ત્ર અધ્યયનથી આપણા સમજવામા આવ્યું છે તીર્યંચમાં સુખ થોડુ અને દુઃખ ઘણું હોય છે અને મનુષ્યમા દુખ થોડુ અને સુખ ઘણુ હોય છે છતા મનુષ્યનું વિકાસ ક્ષેત્ર વિશાળ અને એટલુ જબરૂ હોય છે

કે, તે ધારે તો સ્વર્ગીય દેવતાઓના સુખો કરતા પણ ઉત્તમ, એવી જાતનું પરમ સુખ મેળવી શકે છે કે, જ્યા ગઇના દાણા જેટલુ પણ દુખ નથી

આપણુ માનવ સમૂહાયમા પૂર્ણ રુ ને આવતુ રોકનારી એકજ વસ્તુ તેનો અવરોધ કરી રહી છે, તે વસ્તુને ત્યાથી ખસેડવામા આવે, એટલે પૂર્ણ સુખના પ્રવાહોથી તમે હમેશા તરબોળ રહેશો, અને અતર આનદમા મસ્ત હશો, એ સુખને રોકનારી વસ્તુ તે દેહાત્મ બુદ્ધિ છે આપણામા આત્મા ત્રણ પ્રકારે છે એક શરીરને, મનને, અને ઇંદ્રિયને, હુ માની સઘળો વ્યવહાર કરે છે એ બહિરાત્મા છે-મિથ્યાત્વી છે મહાત્મા આનદઘનજી કહે છે કે એ ઘોર પાપી છે બીજો હુ જે દેહાદિકનો સાક્ષી છું, એમ સમજી સઘળા કાર્યો કરે છે, તે અતરાત્મા છે કોર્ટમા કે ન્યાય મદિરમા સાક્ષી, પ્રમાણિકપણે જોયેલી હકીકત કહેવા ઉપરાન્ત જવાબદાર નથી હોતો અને તેથી તે સમકિતી, કે અતરાત્મા છે પણ તેની એ અતરાત્મ બુદ્ધિથી ઉપરની પરમાતા બુદ્ધિમાં જ્યા સુધી તેની દ્રષ્ટિ પહોચી નથી ત્યા સુધી, તેમા કષાયો અશે રહેલા છે ત્રીજો હુ એ પરમાત્મા છે સોઽહ છે પરમ શુદ્ધ આત્મા છે, સકળ કર્મથી રહિત આત્મા છે, દોષમુક્ત છે, પૂર્ણ ગુણવાળો છે આ ત્રીજા આત્માનું એટલે પરમાત્માનું, જેમ

જેમ બીજા પ્રકારમા વર્ણવેલી અતરાત્મા, સ્મરણ સ્તવન, કરે છે, ધ્યાન ધરે છે, અવે તેના જીવનનું અનુકરણ કરે છે તેમ તેમ, તેમને પરમાત્મના ગુણો પોતાનામા રફતે રફતે જોતો અને પછી અનુભવતો જણાય છે

અધારી રાત્રી હોય, મુશળધાર વરનાદ વરસી રહ્યો હોય, કાળી ભયાનક નિશા, ભીરૂ માનવ હૃદયમા અનેક બિહામણા ચિત્રો પાડતી, મધ્ય રાત્રી પોતાની ભય કરતાનો પરિચય આપતી, સસારિક જનાને ચિંતાતુર બનાવતી હોય, એવે સમયે પણ સર્યના આવાગમનની સૂચના કરતો અરૂણ આવે એટલે, અધકાર પોતાની પાથરેલી કૃષ્ણવર્ણીય ચાદર સકેલવા માટે છે અને સૂર્યનું પધારવું થતામા તો તે કોણ જાણે હતી નહતી કયા થઈ જાય છે? તેનો પત્તોજ નહિ જાણે સૂર્ય મહારાજના શાસનમાથી તેને, દર કરવામા આવા હોય તેમ, તે અલોપ થઈ જાય છે તેમ હું દેહ છુ, એવી જે મનુષ્યને માન્યતા થઈ ગઈ હોય એ મનુષ્ય, અજ્ઞાન તિમીર વડે સસાર ગાત્રિમા ગોથા ખાય છે, અને જે મનુષ્ય આત્મા, પોતાને દ્રષ્ટા, અર્થાત્ જોનાર, જાણનાર, માને છે, જૂદા જૂદા દેહો પામવા અને છોડી દેવા એનો કર્મના ફળો ભોગવાય છે ટલું પૂર્ણ પણે સમજાતાજ અજ્ઞાન–અધકારનો નાશ ને જ્ઞાન પ્રકાશનો, અરૂપી પ્રકાશ નિકળે છે ઉપરની તાને પુષ્ટિ કરતી દંતકથા એક આ પ્રમાણે છે

એક વેળા ઇંદ્ર દેવની રાજ કચેરીમા દેવસભા ભરાઇ હતી, આ પ્રસગે અધકારે પોતાને સૂર્ય તરફથી થતી કનડગતની ફરીયાદ કરી, તે દાદ મેળવવા ગયો, તેણે અરજ ગુજારી કે મહારાજ! મને સૂર્ય કોઈ સ્થળે ઠરીને બેસવા દેતો નથી, તો આપ તેને યોગ્ય શિક્ષા આપી મને હરકત ન કરવા આજ્ઞા કરો, તો હું જ પીને બેસી શકુ હાલ તો મ્હારે ગુફાઓમાં નિવાસ કરવો પડે છે ઇંદ્રમહારાજે શાત્વન આપતા કહ્યુ કે હાલ તું જા હું સૂર્યને બોલાવી ઘટતી તપાસ કરૂ છુ ઇંદ્ર મહારાજે સેવક મોકલ્યો તે સૂર્યને બોલાવી લાવ્યો ઇંદ્ર મહારાજે સૂર્યને પ્રશ્ન કર્યો કે તમે અધકારને કેમ કોઈ સ્થળે રહેવા દેતા નથી? તે તમારા સામે ફર્યાદ કરી તમારા પર તહોમત મૂકે છે કે, સૂર્ય મને નસાડી મૂકે છે આ વાત સત્ય છે? સૂર્યે હાથ જોડી કહ્યુ મહારાજ! એ અધકાર અસત્યવાદી છે, હડહડતું જૂઠ બોલનાર છે જો આપની ખાત્રી ન થતી હોય તો મારા રૂબરૂ એને બોલાવો અને પૂછો કે, સૂર્યે તને ભાગી જવા ક્યારે કહ્યુ? તે પોતેજ ભાગી જાય છે મારામાથી પ્રગટતો પ્રકાશ એટલો વ્યાપક બની રહે છે, કે તેને પોતાનું સ્થાન મળતું નથી, અને તેથી એ પોતેજ છ પાચ ગણી જાય છે

આજ પ્રકારે જ્યારે, મનુષ્ય મારામા એટલે સ્વદેહમા જે ચૈતન્ય વસી રહ્યુ છે, તે આત્મા છે અને તે સર્વ કાઇ

જાણે છે તેજ હું છું અને આ દેહાદિ જે જણાય છે એતો મારા જડ સાધનો છે એટલું થતાજ, મિથ્યાત્વરૂપ અંધકાર—અનંતાનુબંધીરૂપ કષાય, મનુષ્ય જગતમાંથી પોબારા ગણી જાય છે અંધકારમય રાત્રીમાં રહેનાર મનુષ્યો પણ આ અંધકારને જાણી રહ્યા છે અને તે જાણનાર તેજ ચેતન છે

આ દ્રશ્ય જગતનો સાક્ષી હું દ્રષ્ટા છું, એમ અનુભવના જાણે જ્ઞાન સર્યોદયનો પ્રકાશ વધારે ને વધારે ઝળહળતો નીકળતો હોય, તેવી એ જીજ્ઞાસુને આગાહી આપે છે, અને અજ્ઞાન રૂપ અંધકાર તો દેહાધ્યાસી મનુષ્યની હૃદય ગુફામાં ભરાઇ રહે છે

ઘણા મનુષ્યો અને ઘણા બ્હેન ભાઈઓ—

एगोऽपि नमुक्कारो जिणवर वसहस्स वद्धमाणस्स
संसार साराओ तारे इ नर वा नारिं वा ॥

અર્થાત્ જીનેશ્વર શ્રી મહાવીર સ્વામીને, એક નમસ્કાર પણ કર્યો હોય તો, સંસાર સાગરને તે માણસ તરી જાય છે, જ્યારે તમે અને હું ભાઇઓ અને બ્હેનો, આપણે તો સંસાર સાગર તરી ગયા કેમ ? આપણા મોહ રાગનો સર્વથા નાશ થયો છે કે ? આપણે બધા ક્ષીણમોહ નામના બારમા ગુણ સ્થાને છીએ ! એમ હોય તો બહુ સારું, પણ એમ નથી, એ મોહાંધકાર નહિ ખસવાનું કારણ એ છે કે—

" આતમબુદ્ધે હો કાયાદિક ગ્રહ્યો, બહિરાતમ અઘરૂપ"

અર્થાત્ દેહમા આત્મ બુદ્ધિ એજ સર્વ પાપનું પ્રવેશ દ્વાર છે અને તેથીજ, આપણા મહસ્રો કે લાખો નમસ્કાર પણ આપણને ફળપ્રદ થતા નથી તમે હમેશા ગાવ છો કે–

' પાચ કોડીના ફુલડે પામ્યા દેશ અઢાર "

આ ફૂલ ચડાવતા કઇ ભાવના–કઈ દ્રષ્ટિ–કેવી ઉત્કૃષ્ટ વૃત્તિ હશે! તેનો વિચાર પણ તમને આવે છે? અરે! એ વિચાર સુધી પહોચાય તોજ તમારો પણ ઉદ્ધાર થઇ જાય કયા અઢાર પુષ્પો અને કયા અઢાર દેશ! શાસ્ત્રમા એક સ્થળે ઉલ્લેખ છે કે—

મેરૂ પર્વત જેટલા ઓઘા અને મુહપત્તિઓ એકઠા કરવા જેટલા ચારિત્ર પાળ્યા હોય, તથાપિ આત્મા કોણ છે? એને ઓળખે નહિ અને ઓળખ્યા પછી એ આત્મા હું છુ એમ માને નહિ, તો તે જીવ પોતાનું કલ્યાણ કરી શકતો નથી પણ જે ક્ષણે તેણે આ માને આત્મસ્વરૂપે જાણ્યો અને હું તે આત્મા છુ, આવો નિશ્ચય માન્યતામા પ્રવેશ થયો કે, તેજ ક્ષણથી તેનો આત્મા ઉન્નત બની અને ઉર્ધ્વ પથે સચર્યો. આપણમાના કયા ભાઈ બ્હેનો પચ પરમેષ્ઠી મત્ર, એટલે નવકારમત્રનો જાપ નથી કરતા? અને કોણ ધર્મીષ્ટ ભાઇ, મત્ર पावप्पणासणो અર્થાત્ મારા સર્વ પાપનો નાશ થાવ એમ નથી ઇચ્છતા? અરે નાશ

તો રહો અને મણાશ કરવા, નમસ્કાર કરી વિનવીએ
છીએ હા, તે વિનતી જેટલા પ્રમાણમા આત્મભૂત હોય,
તેટલા અશે નાશ થયો પણ હશે, પરતુ મણાશ તો
નથીજ થયો, એ હુ ખાત્રી પૂર્વક કહુ છુ, જો મણાશ
થયો હોય તા આપણે જૈનમાથી જિન કેમ ન થઇએ ?
સર્વથા નાશ થના જેમ શ્રી વર્ધમાન એ મહાવીર થયા,
તેમ આપણે પણ થઇએ. આનદઘનજી કહે છે તેમ,
"બહિરાત્મ અઘરૂપ" હુ દેહ છુ, એજ આપણી ભૂલ
ભરેલી સમજ આપણને સસાર કુરગમા કેદ કરી નાખે
છે-પકડી રાખે છે, જકડી રાખે છે, અને સ્વતત્ર થવા દેતી
નથી માટે જિન ધર્મ એટલે નિજ ધર્મ અર્થાત આત્મ
ધર્મ છે, એવું આપણે પ્રથમ સમજવુ જોઇએ, કારણ કે
આત્મા અને પરમાત્મા સજાતીય છે, પરમાત્માના આ
ત્માના રહેતા સકલ ગુણો પૂર્ણપણે વિકાસ પામ્યા છે
આપણા આત્મામાં પણ તે ગુણો છે, પણ અણુવિકસ્યા
પડયા છે દેહાદિરૂપે, બહિર દ્રષ્ટિ એથી લઇ, પરમાત્મ
તરફ તે દ્રષ્ટિ લબાવશુ, તેમ તેમ આપણો આત્મા પણ
તેના જેવો પૂર્ણ વિકાસ પામતો જશે બહિરાત્મ ભાવથી
આપણને ઘણીક ગેરસમજ થાય છે, તેવી એક આ પણ છે
જ્યાં મનુષ્યનુ શરીર હોય છે, ત્યાજ આપણે છીએ
એમ સામાન્ય રીતે જણાય છે પણ વક્તાને એમ લાગે છે કે,

આમ એકાંત સમજવામા ભૂલ હોય છે, કારણ ૭ મનુષ્યનું મન જ્યા હોય છે—જ્યાં ઉપયોગ હોય છે, ત્યા તે હોય છે, અર્થાત્ મનુષ્ય શબ્દનો અર્થ એ હોય છે કે—જેને મન હોય—જે મનન કરી શકે, અને જે વિચાર ઉપજાવી શકે, જે ચિંતન કરે છે, તે મનુષ્ય છે

નારક ગામી કાળસૂરની જેમ ચિંતન કરે છે, તે મનથી નરકમા છે, અને મોક્ષગામી શ્રી વર્ધમાનનું સ્મરણ કરે તો માનસ શાસ્ત્ર પ્રમાણે તે મોક્ષમા છે

દાખલા તરીકે —

એક ધનવાન શેઠ પોતાના બગલામાના એક દિવાનખાનામા બેઠેલા છે આસપાસ જાત જાતનું ફરનીચર ગોઠવાયેલુ છે દિવાનખાનાની બારીએથી દ્રષ્ટિ વિવિધ જાતના પુષ્પોથી લચી રહેલા છોડવાઓ પર પડે છે, લાલ મૃતીકા પાત્ર (કુડા) મા પણ વેલો ઉચે ઉચે ચડી ફૂલોથી ભરપૂર દેખાય છે તેમા રગ બેરગી અને જૂદી જાતના અવાજ કે ટહુકા કરતા પક્ષીઓ ઉડતા, બેસતા પાખો ફફડાવતા નજરે ચડે છે જોરેના ઓરડામાથી વાજીત્રના સાથે કોકીલસ્વરથી થતું ગાન કર્ણેંદ્રિય પર આવી ચિત્તાકર્ષક આંદોલનો રેડી જાય છે તથાપિ શેઠનો કેસ જો કોર્ટમા ચાલતો હોય, શેઠ શરીરે ભલે બગલામા બેઠા હોય, પણ મન તો વકીલની સાથે પોઇટો ગોઠવવામા, અને આવતા

કેસમા પોતાને શી રીતે ફતેહ મળે, તેનોજ વિચારવ્યૂહ રચી રહ્યા હોય છે તે વિચારોથી ઘેરાયેલુ મગજ જ્યારે વિચારોને અળગા કરી વિશ્રાતિ લે છે, ત્યારે તેને આ બગલામાથી સુખ સામગ્રી કાંઈક આનદદાયક બને છે બાકીનો સમય તો તે રાગ, દ્વેષ કરતો હોય અને કર્મના આવરણો રૂપી સર્પો પોતાના ચદન જેવા સુવાસિત આ મા પર લપેટતો હોય છે

પરતુ દેહ મમત્વ ન હોય તો મનુષ્યોનો ઉપયોગ એવો નિર્મળ રહે છે કે—

પોતે બગલાનો માલીક નથી બગલો નથી, હું તો આત્મા છુ અને તેથી મારી માલીકી મારૂ સ્વામીત્વ મારા જ્ઞાન, દર્શન, ચારિત્ર પર છે એ સિવાયનુ જે કાંઈ હોય તે મારૂ નથી, એમ સમજી કેસરૂપી કલેશ વગેરે, કષાયરૂપ બધનોમાથી છૂટી, આત્મસ્નાતનમાં મ્હાલે છે

વકતા તમને પૂછે છે કે હરિશ્ચદ્રને દુખ પડયું હતું? એ વાતનો તમે સ્વીકાર કરે છો?

શ્રોતૃમડળમાથી કેટલીક વ્યક્તિઓ બોલી કે ઘણુ જ વકતાએ કહ્યું કે વિચાર કરતા હરિશ્ચદ્રને બીલકુલ દુખ પડયું નથી કારણ કે જેણે જેને જીવન માન્યું હોય છે,

તેને લગીરે ઈજા કે હાનિ તે થવા દેતો નથી. તેમજ હરિશ્ચંદ્રનું જીવન સત્ય હતું એટલે સત્ય તેજ હરિશ્ચંદ્ર જ્યારે સત્યને ઈજા થાય તોજ હરિશ્ચંદ્રને દુઃખ થાય, પણ તેણે તેમ થવા દીધુ નથી, એટલે સત્યને કિંચિત્માત્ર આચ આવવા દીધી નથી હરિશ્ચંદ્રને તમે જો પૂછ્યું હોતે તો વકતા ધારે છે કે તે જવાબ આપત કે, હું બીલકુલ દુઃખી નથી મારૂ સત્યરૂપી જીવન કેટલુ દૃઢ છે તેની વિશ્વામીત્ર અને તેના અનુચર કસોટી કરે છે અને તમે જોશો કે એ કસોટીમાથી હુ માત્ર સત્યમય બળવાન જીવનને લઈને થોડા વખતમાજ તમને જણાતા, આ દુઃખમાથી મને મુકત દેખાશે હુ તો અત્યારે પણ મને મુકતજ દેખુ છુ જેને શરીર એ જીવન છે, તે શરીરના માટે લાખો રૂપિઆ ખર્ચે છે દેશ છોડી જાય પોતાના શરીરને હવાપાણી અનુકૂળ રહી શરીરને સુખદાયી બનના હોય, ત્યા નિવાસ કરે છે કેટલાક ઔષધો જે શરીરને દરદ મૂકત રાખે તે વાનું સેવન પણ જારી રાખે છે

હવે પૈસો–દ્રવ્ય જેનું જીવન છે, તે શરીરને જોખમમા મૂકીને પણ–લક્ષ્મી સંપાદન કરવામા મચ્યો રહે છે અને તે રીતે મેળવેલ ધનને એવી રીતે જાળવે છે કે રખે ખર્ચાઇ જાય

આજ પ્રકારે શ્રી મહાવીર સ્વામીનું જીવન આત્મ બળ હતું અનતબળ એ હું છુ, એવી સમજ એવી ક્ષાયિક સમજ હોવાથી, એ અનતબળે સગમદેવના કઠોર ઉપ સર્ગો અને પરિસહોને નિષ્ફળ નિપજાવ્યા અને સગમને હાર ખવાડી આપણામા એ બળનો કોઈ અશ છે કે નહિ એ આપણે હવે તપાસીએ

આ સસારમા, અવ્યવહાર રાશીમા, અને વ્યવહાર રાશીમા, અનતવાર તમે અને હું ભટકયા તે તે અવસ્થાના દુ ખોનો નાશ થયો, અને છેવટે આપણે હાલ મનુષ્ય જ મ પામવા જેટલુ પુણ્ય એકત્ર કરી, મનુષ્યભવમા આવ્યા આવો ઉત્તમ ગણાતો માનવ જન્મ તો આપણે અકામ નિર્જરા, એટલે અજ્ઞાન અવસ્થામા પણ કર્મોરૂપી બ ધનોથી છુટા થઇ પામ્યા

તો હવે પછી આત્મબળને જાણી, કર્મબ ધનથી મુકત થવા ધારીએ તો તે કર્મોનો સર્વથા નાશ કરી આપણે શ્રી મહાવીર સ્વામીની હરોળમા બેસી જવાને યોગ્ય થઇએ

સસારમા આવતી મુશ્કેલીઓ એ તો, આપણામાં રહેલા બળની અપેક્ષાએ મલ્લ કે વ્યાયામના પહેલવાનો જેમ ડબેલ્સ, મગદળીયા ને સહેલાઇપૂર્વક ફેરવી, પોતાના

શરીરને કસરત આપી, સુદૃઢ અને બળવાન બનાવે છે, તેમ અડચણો-વિઘ્નો પણ, આત્માને વધારે હિંમતવાન અને બહાદૂર બનાવે છે અને તેથી આપણે ગમે તેવી મુશ્કેલીના પ્રસંગોને મચક નહીં આપતા આપણુ સાધ્ય છે, તેને સચોટપણે વળગી રહીએ છીએ અને હાથી જેમ, પોતાના માર્ગમા આવેલા મોટા લાકડાને પણ સૂંઢવની ઉચકી બીજી તરફ ફેંકી દઇ, પોતાનો માર્ગ કરે છે તેમ, આત્મવાદી બનેલો મનુષ્ય અડચણથી હતાશ નહીં થતા, ઠોકરથી તેને ખસેડી નાખે છે

અંતરાત્મા થયેલો જીવ, પોતામા અનંતબળ ભરેલુ છે એમ સમજે છે, અને પછી સકલ જીવ રાશીમા દૃષ્ટી ફેરવતા, પોતાને સર્વ આત્મા દેખાય છે, કે જેવો પોતે છે, અને તે જનને સર્વ પ્રાણી પર સમભાવ રાખી, રાગ દ્વેષરહીત થઈ, પરમાત્માની વધારેને વધારે નીકટ જાય છે જેમકે—

સમ્યકત્વાન જ્ઞાની આત્મા, જ્યારે પ્રતિક્રમણ કરતો હોય ત્યારે, અનાદિકાળથી આજ સુધી જે જે જીવોની સાથે વિરાધનાપૂર્વક આચરણ થયું હોય, તે જીવોને ખામેમિ સવ્વ જીવા એવા ઉચ્ચારની સાથે વિચારપૂર્વક, ભાવપૂર્વક અંતઃકરણથી સર્વ જીવોને ખમાવી લે છે

એમા તારાચંદ કે હીરાચંદ જેની સાથે કોઈ વાર

સમ્યક ખીલાવીને કેવા ભગીરથ કાર્યો પણ, સહજમાં કરી શકાય છે તે બતાવે છે તેઓથી ૐ अर्हनम नामनो જાપ પણ સાધકને આપી તેનું ચિંતન કરાવી રહ્યા છે, જેથી આત્માની કલુષિતતા નષ્ટ થઈ આત્મા શુદ્ધ થતો જાય છે

આહ ! આટલી જીવાયોનિમા, વાણી માત્ર મનુષ્ય પ્રાણીનેજ બક્ષેલી છે કે જે સમજવા ધારે તો તે વાણી સમજી જાડે છે, કંઠસ્થ કરવા ધારે તો કરી શકે છે, અને આચરવા નિશ્ચય કરે તો આચરી પણ શકે છે, છતા બહુ મૂલ્ય એવી ગુરૂ વાણીનું હાર્દ, કે ધ્યેય સમજવા આપણે પ્રયત્ન કરતા નથી

પણ હવે પછી તમે એક સુત્ર લઈને તેને શુદ્ધ બોલી તે ઉપર વિચાર કરી તેનો અર્થ સમજ્યા પછી તેના પર મનન કરો જરૂર તેમાથી તમને કોઇ નૂતન ભાવ-ચમકાટ દેખાશે, અને તમારો આત્મા તેથી પુલકિત થશે તમને હૃદયે લાસ થઇ રોમાચ થશે, અને તે પ્રમાણે મનન સદોદિત જારી રાખવાથી તે સૂત્રોના ઉત્પાદકમા જે ગુણો હતા તે ક્રમશ તમારામા વિકસતા થશે

नमामि वीर गिरिसार धीरम् ।

અર્થાત્ મેરૂ પર્વત જેવા ગભીર, ધીર, વીર એવા પરમાત્માને હું પ્રાર્થના કરતો વદુ છુ, નમું છુ અને

ચાચુ છુ કે—આપનામા દેખાતા પ્રગટ ગુણો કે જે મારામા ગૂપ્ત તે, આપ પ્રસન્ન થાવ, અને મારા તે અણુવિક સ્યા, અને પ્રસુપ્ત ગુણોને વિકસાવો, અને તે માટે જાપ કરતા નમામિ ચિર એમ શ્વાસ ઉચે લેતા ધારવુ, અને નીચે મૂકતા ગિરિસાર ધીરમ્ એમ જાપ જપવો

ઉપર કહેવામા આ યુ હતુ કે—

મનુષ્ય જન્મમા સુખ વધારે ને દુ ખ અલ્પ છે, એ કહેવુ સાપેક્ષ છે દુ ખ થોડુ છે, તથાપિ તે અળખામણુ છે આપણા સુખને ગૌણ કરી દઈ, તે ઉપર આવે છે ગમે એવા શરીરે સુખી હોઇએ છતા પગમા એક નાનોનો કાટો વાગ્યો હોય, કે દાઢમા દુખાવો થયો હોય, અગરતો આખમા કણ પડયું હોય એટલે આપણે મુ ઝાઇએ છીએ અને સર્વ સુખને ભૂલી જઇ દુ ખને આગળ લાવીએ છીએ, તે કાટો કે કણ નિકળી જતા પાછુ સુખ બની રહે છે

શરીરનુ દુ ખ એ પગમા કાટો વાગ્યા બરાબર છે મનનુ દુ ખ દાઢમા થતી વેદના સમાન છે, અને હૃદયમાનુ દુ ખ એ આખમા કણુ પડયા જેવું અસહ્ય હોય છે શરીર મન, અને હૃદય, એ આપણે નથી પણ એતો આપણા સાધનો છે માટે એ સાધનનો જ્યારે આપણે નિયમનગતિ મા કામ કરતા રહેવા દઇએ ત્યારે, એટલે આત્માભિમુખ,

થઈને જ્યારે કામ કરતા હોઇએ છીએ ત્યારે, આપણે સુખી જણાઇએ છીએ, કારણ કે આપણે સ્વભાવે સુખી છીએ

તન, મનના દુ:ખો ઉપરાંત લોકોને એક ઉપાધિનું દુ:ખ હોય છે એટલે કે એઓને મળેલી રિદ્ધિ સિદ્ધિ, કે સગા વ્હાલાઓ, જ્યારે તેના પર બોજા રૂપ થાય છે, ત્યારે તે ગભરાઇ જાય છે

પણ જ્યારે તેના પુણ્યોદય વડે પ્રાપ્ત થયેલી એ રિદ્ધિ સિદ્ધિ છે, સગા વ્હાલાઓ છે, એમ સમજીને તે તેનો ઉપભોગ કરે છે, ત્યારે તે સમૃદ્ધિવાન દશામા પણ વધારે પુણ્ય ઉપાર્જન કરી, તેથી પુણ્યરૂપી વળાવુ લે છે અને તે તેના સાધ્યને પહોચાડી પાછા વળે છે આમ પુણ્ય ઉપાધિરૂપ નથી, પણ મોક્ષ માર્ગમા વળાવારૂપ છે

આ પ્રકારે આપણે આપણા આત્માને સમજીએ, તો પછી આપણી આસપાસ રહેલા સસારને આપણા આત્માવડે યથાર્થ સત્ય સ્વરૂપમા જોઈ શકશું, અને તેથી આ સસારમા રહેવા છતા જ્ઞાન, ધ્યાનવડે આત્મવિકાસ સાધી શકીશું

ॐ शान्ति. ! ! !

ॐ

सिद्धात्मने नमः ।

# आत्मविकास

( ભરૂચ વેજલપરા–જૈન ધર્મશાળામા પડિત લાલને
તા ૧૭-૧૨-૨૬ ના રોજે આપેલું ભાષણ )

આત્મા પ્રિય સુજ્ઞ બાધવો અને સુશીલ બ્હેનો !

એક વિશાળ વન છે–કાનન છે–Forest છે એ વન સર્વચદન વૃક્ષોથી ભરાયલુ છે તેની સ્વભાવિક સુગધથી લોભાઇ તેની આસપાસ સર્પો વિટાયેલા છે

ચદનવૃક્ષ એ મનુષ્ય છે કર્મોરૂપી સર્પો તેના આત્માની આસપાસ લપેટાયેલા છે પરતુ મયૂર અને સર્પને સ્વભાવિક વેર હોવાથી, એ માનવોરૂપી ચદન વૃક્ષો ની આસપાસ ફરી વળેલા, કર્મોરૂપી સર્પો, શ્રી પાર્શ્વનાથ પ્રભુરૂપ મયૂરને હૃદયમા સ્થાપતા-સ્મરતા, એ કર્મોરૂપી સર્પો નાસી જાય છે–નષ્ટ થાય છે

આ પ્રાર્થનાની અદર આવેલા પદોનો શુધ્ધ ઉચ્ચાર કરવો, એને આપણા શાસ્ત્રમા વ્યજન કહે છે એ પદનો અર્થ સમજવો એને અર્થ કહે છે, અને એનો

સમજવો એને તદુભય કહે છે આમ શબ્દ, અર્થ, અને ભાવ એ ત્રણેને સેવવામાં આવે તો જ્ઞાનાચાર સેવ્યો ગણાય

શબ્દનો ઉચ્ચાર એ ચકમક છે, એનો અર્થ એ લોહનું ફલક છે એ ઉચ્ચાર અને અર્થ પર વિચાર કરતા, જેમ ચકમક અને ફલકના અથડાવાથી પ્રકાશ પ્રકટી નિકળે તેમ, આપણા આત્મામા ભાવરૂપ પ્રકાશ પ્રકટ થાય છે, અને ભાવરૂપ પ્રકાશ પ્રકટ થાય ત્યારે, ચિત્તિ પ્રસન્ન થવા રૂપ આપણને અનુભવ થાય છે

આત્મારૂપી ચદન વૃક્ષમા અમરપણાની પણ એક સુગધી છે આયુ નામકર્મરૂપી સર્પિણી તેની ચોપાસ વિટાવાથી, આત્માને જન્મ, જરા, મરણરૂપ વિષમય કરી મૂકે છે એ મરણને મારી, અમર કેમ થવાય છે? એટલે કે આપણી સાદિ અનત સ્થિતિ કેમ અનુભવાય છે? તેનો આજે વિચાર કરીશું

હાલનુ માનુષ્ય જીવન જો કે આત્મા અંદર અવિનાશી હોવા છતા, પચાસ પોણોસો કે સો વર્ષનું ગણાય છે

આ શારીરિક જીવન જે આપણે વહન કરી રહ્યા છીએ, તેમાં શરીરના માટેજ આપણું આયુષ કેટલું ખર્ચી નાખીએ છીએ? એ તપાસીએ શરીરને અન્ન જોઇએ છે, વસ્ત્ર જોઇએ છે અને તેને રાખવાને છાપરૂ જોઇએ છે

મારૂ શરીર સારૂ દેખાય, તેના માટે અલકારથી તેને શણુગારીએ છીએ, લોકોમા પોતાના એટલે શરીરના-ચ દુલાલના વખાણુ થાય, એવા કેટલાએક કામો કરીએ છીએ, અર્થાત્ સઘળુ જીવન આટલામા આપણે ખર્ચી નાખીએ છીએ તથાપિ, એ શરીરરૂપી ગ્રહમા હાલ વસતો રહેતો, જે પૂર્વે એવા શરીરમા રહેતો અને હવે પછી પણુ એવા શરીરમા રહે, તે આત્માના કલ્યાણુ માટે કેટલાક તો કાઈજ કરતા નથી અને કેટલાક સહેજ કરે છે

આ સસારમા નારક જીવો જાણે બદીખાનાના ભોયરામા, અધારામા દુખ પામતા હોય, તિર્યંચ જીવો સખત મજુરીમાં પડેલા હોય, મનુષ્યો આસાન કેદ ભોગ-વતા હોય, અને દેવતાઓ નજર કેદ હોય, એવા સઘળા સસારી જીવો, સસારરૂપી કેદખાનામા, કેદીઓ હોય એવુ જ્ઞાની પુરૂષોને જણાય છે

આમ હોવાનુ કારણુ શું ? એનો વિચાર કરીએ તો વિચારવાન જ્ઞાની પુરૂષ, એવુ ઉત્તર આપે છે કે-જીવોએ મોહરાજાની વસ્તુની ચોરી કરી છે એટલે કે આ શરીરનો ખરો માલીક પુદ્ગલ છે, તે છતા આપણે એ પુદ્ગલને પોતાનું માની બેઠા છીએ-પોતાનું સમજી રહ્યા છીએ-એ મોહ રાજાની ચોરી છે, અને એ શરીર પુદ્ગલ દ્રવ્યનું છે આપણે તો તેમા ભાડે રહીએ છીએ આપણે આત્મા,

મોહરાજાને ભાડુ આપીએ પુદ્ગલ દ્રવ્યને સોપી દેવાના
છીએ, એવું આપણે એક વખત મોહરાજાને કહી દઇએ,
તો સંસાર કેદમાથી છૂટી, આપણે સ્વતંત્ર થવાના આત્મા
અમર હોવા છતા, આપણે પોતાને પચીસ પચાસ કે સો
વર્ષના માનીએ છીએ, તે આપણા પર મોહની સત્તા
હોવાના લીધે મનાય છે

શ્રોતૃ વર્ગમા ચમનલાલ કરીને એક છોકરો છે, તેને
વક્તા ઉભો થવા કહે છે, અને પૂછે છે કે, તમે કેટલા ઉંચા
છો ? એ ઉત્તર આપે છે કે ચાર ફીટ અને પાચ ઇંચ
વળી તેને પૂછવામા આવે છે કે તમે ગિરનાર પર્વતની
યાત્રા કરી છે ? પાંચમી ટુક પર ચડયા છો ? ચીમનલાલ
કહે છે, હા હું ચડયો છુ તમને ખબર છે કે ગિરનારની
તળેટીથી જો પાચમી ટુકનું શિખર જ્યા થી નેમિનાથ
ભગવાનની પ્રતિમા અને ગુરૂ દત્તાત્રેયના પગલા છે, ત્યા
સૂધીની એ પર્વતની ઉંચાઇ પાચ માઇલની છે એ પાચ
માઇલ તમે ચડી ગયા હજુ પણ ચડવું હોય તો તમે
ઉંચે ચડી શકો. માટે હવે વિચાર કરો કે–પર્વત ઉંચો
કે તમે ? પર્વત પૂરો થયો કે તમારો પગ પૂરો થયો !
વિચાર કરતા તમને સમજાશે કે–પર્વતની હદ છે, પણ
તમારામાં કોઇક અનહદ ઉંચાઇ છે આ ઉંચાઇ આપણને
જાણવામા આવતી નથી, તેનું કારણ તમે એમ માની બેઠા
છો કે હું ચીમનલાલ છુ, આ દેહ તે હું છુ, પરંતુ જો

તમે એમ માનો કે એમ સમજો-કે એ દેહમા રહેલો આત્મા હું છુ, તો તમારી શકિતનો પાર નથી

જે કર્મને લઇને આપણે શરીરને હું માની રહ્યા છીએ, એને શાસ્ત્રમા "આશ્રવ કર્મ કહેલ છે એ આશ્રવમા પહેલુ જે મિથ્યાત્વરૂપ કર્મ છે, કે જે આપણને દેહબુદ્ધિએ એવું ખોટુ સમજાવે છે, તેને બહિરાત્મા કહેવામા આવે છે અને એ શરીરમાં રહેલો આત્મા એ હું છુ, એને અતરાત્મા કહેવામાં આવે છે તે અતરાત્માજ મિથ્યાત્વને ટાળનાર સમ્યકત્વ છે

હવે તમને એટલે, તમારા આત્માને સવેગ કહેશું અને તમારા દેહને ચમનલાલ નિશ્ચયથી તમે સવેગ છો, વ્યવહારે ચમનલાલ.

હવે આત્મબધુ સવેગ, કહો કે ગજ મ્હોટો કે તાકો ? સવેગ વિચાર કરી ઉત્તર આપે છે કે ગજ

કેમ ?

સવેગ–જવાબ આપે છે કે માપતા માપતા તાકો પૂરો થાય છે, પણ ગજ નહિ

વકતા કહે છે કે એજ પ્રકારે આપણે આ મહાન સસારને માપતા માપતા તીર્થંચને દુ શકય અને દેવતાઓને દુર્લભ, એવા મનુષ્ય ભવમા આવ્યા આટલો સસાર માપી આવ્યા, એ છતા પણ આપણે સસારરૂપ તાકાના ગજ

હોવાથી એટલે કે આત્મા હોવાથી આપણે મપાઇ શકીએ નહી મેરૂ પર્વત માપી લેવાય પણ આપણુ માપ થઈ શકે નહિ

હવે સયગ કહો કે પત્થર કઠણ કે પાણી ? સયેગ બોલી ઉઠે છે કે પત્થર કઠણ વકતા કહે છે કે તમને ખબર છે કે, જ્યારે હેલીબધ વરસાદ પડે છે, ત્યારે એ વરસાદનુ પાણી પર્વતના કઠણ પત્થરને તોડી નાખે છે તેના નાના ટુકડા કરી નાખે છે, એટલુ જ નહિ પરતુ તેની બારીક રેતી બની જાય છે

સયેગ વિચાર કરી ઉત્તર આપ્યુ કે પાણી કઠણ છે વકતા કહે છે કે શરીર સ્પર્શ કરીને જોઇએ તો પત્થરો કઠણ લાગે છે વિચારથી કે જ્ઞાનચક્ષુથી જોઇએ તો,–એ પત્થરને નિહાળીએ તો પાણી કઠણ અને પત્થરો પોચો લાગે છે શ્રોતાઓને સબોધી વકતા આગળ કહે છે કે આજ પ્રકારે બહિરાત્માને–શરીરને હુ માનનારને કર્મરૂપ પત્થર કઠણ લાગે છે–સાખત લાગે છે પરતુ જે દેહાદિનો સાક્ષી એવો અતરાત્મા છે તે સમજે છે કે, કર્મરૂપી કહેવાતા કઠણ પત્થરોને તોડનાર હુ અતરાત્મા સમ્યકત્વી વજ્ર જેવો છુ આ સસારમા કોઇ પણ ભવ એવો નથી કે, આપણે અનત વખતે તે ભવમા ન આવ્યા હોઇએ અઘોર દુખ વાળા નારકીના કર્મરૂપ પત્થરોને આપણે ભેદી નાખ્યા.

સખત દુખરૂપ તીર્યંચના કર્મરૂપ કાકરાને આપણે છેદી નાખ્યા દેવતાઓના પરિમિત સુખને પણ આપણે વટાવી આવ્યા એનું કારણ એજ છે કે, મનુષ્યભવમાંથીજ આપણે આત્મા છીએ, એવું શ્રદ્ધાથી જાણી કે અનુભવથી ઓળખી, એ કર્મનો નાશ કરી શકીએ છીએ. અકામ એટલે વગર સમજે પણ મનુષ્ય સુધી આપણે આવ્યા છીએ, તો સમજ પૂર્વક સકામ નિર્જરાએ કર્મને દૂર કરવા હોય તો, મોક્ષ હથેલીમા મનુષ્યભવમા આવી પડે છે

હવે આપણે કેવી સમજથી વરતીએ તો કર્મ બધાય છે, અને દિવસે દિવસે અધોગતિમા ઉતરી પડીએ છીએ અને કેવી સમજથી આપણે આપણું આત્મજીવન વહેવડા વીએ તો, દિવસે દિવસે કેટલા ઉર્ધ્વ ગતિએ ચડીએ છીએ, તેનો વિચાર કરીએ ઉપાધ્યાયજી કહે છે કે બહિરાત્મા દેહને હું માનનાર એવો મિથ્યાત્વ જીવ, આ પ્રકારે માની રહ્યો છે એટલે કે-

" હું કર્તા પરભાવનો, એમ જેમ જેમ જાણે
તેમ તેમ અજ્ઞાની પડે, નિજ કર્મને ઘાણે "

અર્થાત-પરભાવનો-પુદ્ગલભાવનો-દેહભાવનો હું કર્તા છુ, એવું અજ્ઞાની જીવ માની કર્મબધ કરી અધોગતિમા પડતો રહે છે

હવે આપણે સમકિતિ જ્ઞાની જીવ કેવો પોતાને સમજી રહ્યો છે એ આપણે વિચારીએ, એ ગાયછે કે—

“ હું કર્તા નિજ ભાવનો એમ જેમ જેમ જાણે
તેમ તેમ જ્ઞાની ચડે આતમગુણ ઠાણે, ”

અર્થાત્—સમકિતિ અ તરાત્મા પ્રજ્ઞાવાન હોવાથી એમ સમજી રહ્યા છે કે, હું નિજ ભાવનો એટલે જ્ઞાન—દર્શન—ચારિત્રનો, હું કર્તા છુ હું મારા એ ત્રણે સ્વભાવનો કર્તા છુ એમ સમજતો રહે છે ત્યારે, આત્માની ઉચ્ચ ભૂમિકા પર ચડી પોતાના અન ત સામર્થ્યો પ્રકટ કરતો રહે છે

અજ્ઞાનીને કોઇ ગાળ આપે છે તો તે કેવો ગુસ્સે થાય છે? અને જ્ઞાનીને કોઈ ગાળ આપે તો તે, ગાળ આપનારનો કેવી રીતે ઉપકાર માને છે તે આપણે જોઇએ અજ્ઞાની એમ સમજે છે કે, મને એટલે ચીમનલાલને તેણે ગાળ આપી   સ વેગરૂપ-ચીમનલાલરૂપ શરીરમા રહેલો આત્મા, એમ સમજે છે કે મને તો-મારા આત્માને તો એ ગાળ આપનાર દેખાતો નથી તો પછી, આ શરીરરૂપી લાકડાને આ ગાળ આપે છે કે મને, વળી તે વિચાર કરે છે કે, મારા અશુભ કર્મનો ઉદય થયો એટલે કે, પૂર્વે ને અશુભ કર્યું હતું તે આ મહાનુભાવે મને દેખાડયું, માટે મારા પર તેનો ઉપકાર થયો તેજ પ્રમાણે કોઇ વખાણ કરે તે પણ મારા શુભ કર્મને આ વખાણનાર મહાશય મારા પર ઉપ-

કારક થઇ, મને મારા શુભ કર્મનું ભાન કરાવે છે આમ સમ જતા રાગદ્વેષ નહિ થાય અને પૂર્વના કર્મનો ક્ષય થઇ આ પ્રજ્ઞાવાન સમ્યકત્વ ઉચે ચડશે

જગતમા એવી કોઇ પાવર નથી કે, આપણા આત્માને લગીરે કોઇ હાનિ કરી શકે હાાન-નુકશાન આપણે દેહ ભાવે કરેલા અજ્ઞાનથી ઉદભવે છે માટે જો આત્મભાવ રાખી; વરતીએ તો કર્મની નિર્જરા થઇ, કર્મરૂપ બધનો તૂટી આત્મા, પોતાના અખૂટ સામર્થ્યનો ખીલવતો રહે છે

એક વેળા લધારામ નામના એક જીજ્ઞાસુએ શ્રી કુથુ નાથ પરમાત્માની કોર્ટમા મન ઉપર ફર્યાદ નોધાવી એ ફર્યાદ એવી હતી કે—

" મનડુ કેમહ ન બાઝે હો કુથુજી જિન,
મનડુ કેમહી ન બાઝે
જેમ જેમ જતન કરીને રાખુ
તેમ તેમ અળગુ ભાગે હો કુથુજિન !
" રજની વાસર વસતી ઉજળ,
ગયણ પાયા લે જાય "—

અર્થાત્ હે શ્રી કુથુનાથ પરમાત્મા ! મારૂ મન કેમે કરી સ્થિર રહેતું નથી જેમ જેમ સ્થિર રાખવા હું

કરૂ છુ, તેમ તેમ દૂર દૂર ભાગતું જાય છે હે કુંથુનાથ! મારૂ મન સ્થિર રહેતું નથી દિવસ હોય કે રાત્રી હોય વસ્તી હોય કે ઉજડ હોય, આકાશ હોય કે પાતાળ હોય, એ કોઇને પણ જોયા વિના, જ્યા ત્યા ભટક્યા કરે છે હે શ્રી કુંથુનાથ! મારૂ મન મારા હાથે રહેતું નથી

લધારામજીની આ પ્રકારે ફર્યાદી મન ઉપરની શ્રી કુંથુનાથે સાંભળી રહ્યા પછી, મન કોર્ટના પાંજરામાં ઉભુ રહી કહેવા લાગ્યું કે, મહારાજ! એ લાધારામને પૂછો કે હું જ્યા ત્યાં ભટકુ છુ કે, મને જ્યા મોકલે છે ત્યા હું જાઉ છુ? હું તો જડ છુ અને લાધારામ મને પાતાળે પટકે તો હું પટકાઉ છુ અને ગગને ચડાવે તો હું ચડુ છુ આમ એના હુકમ વિના હું કયાયે આવતું જતું નથી મહારાજ શ્રી કુંથુનાથ! આપ એમને પૂછો કે-હમણા તમારૂ મન કયા છે? શ્રી કુંથુનાથની દ્રષ્ટિ થતા વિચારી શ્રી આનંદઘનની (પૂર્વાશ્રમના લધારામ) બોલ્યા, મહારાજ! હમણાં મારૂ મન આપમા છે આમ આનંદઘનજીનું બોલવું થયું એટલે મન, આનંદઘનજીમા પ્રવેશી ગયું શ્રી કુંથુનાથજીએ આનંદઘનને પ્રશ્ન કર્યો કે તમારુ મન-તમારૂ ચિત્ત તમારામા કેવે પ્રકારે હમણા મોક'યું? આનંદઘનજીએ ઉત્તર આપ્યો કે જેમ "સાત પાંચ સાહેલીઓ ભેગી મળી, પનઘટપર પાણી ભરવા જાય અને ત્યાથી જળભરી, ઉપર બેડાં સહિત પાછા વળતાં, પરસ્પર તાળીઓ દેતી હોય,

જ્ઞાને બાધ્યુ મન રહે.
જ્ઞાન સ્વભાવે હોય ”

અર્થાત્ કુભમા જેમ જળ બધાઇને રહે છે, બહાર નિકળી જતું નથી, તેમ જ્ઞાનરૂપી કુભમાંથી મનરૂપી જળ બહાર વહી જતું નથી જેમ જળ ન હોય તો કુભ ન કહેવાય, પણ ઘડો કહેવાય તેમ આપણને જ્ઞાન ન હોય તો આપણે આત્મા ન કહેવાઇએ પણ જડ, એવા દેહ કહેવાઇએ માટે, જેમ કુભમા જળ બધાઇ રહે છે તેમ, જ્ઞાનરૂપ આપણામા આપણુ મન બધાઇને રહે છે

પછી સવેગને પ્રશ્ન કર્યો કે–આત્મબધુ સંવેગ! તમારૂ મન હાલ કયા છે? સંવેગે ઉત્તર આપ્યું કે–તમારા વ્યાખ્યાનમા તમારૂ મન વ્યાખ્યાનમા અત્યાર સુધી કેમ રહ્યુ! સવેગ ઉત્તર આપતા કહ્યું કે તમારા ભાવણમા રસ આવે છે તેથી રસ શાથી આવે છે? એમ પૂછવામા આવ્યું ત્યારે કહ્યુ કે–સમજણ પડે છે તેથી

આ પ્રકારે જ્યારે કોઇ પણ વાતમા આપણને સમજણ પડે છે એટલે તેનું જ્ઞાન થાય છે, કે મન પોતાની મેળે વશવરતીને રહે છે; કારણ કે–જ્ઞાનરૂપી અમૃતનો આસ્વાદ લેતાં, મન આનદ પામી ખીલે છે માટે જો મન આપણે વશ ન રહેતુ હોય તો, આપણે જ્યા એને વશ રાખવું છે, તેનું જ્ઞાન અવશ્ય મેળવવું પડશે

જ્યારે આપણે સામાયિકની ક્રિયા કરવા બેસીએ છીએ ત્યારે, આપણા પગને આપણે ફરમાવીએ છીએ કે, તારે આસનવાળી સ્થિર બેસવુ, તો તે આજ્ઞામાની સ્થિર થઇ બેસે છે વાણીને હુકમ કરીએ કે–તારે મૌન ધરવું, તો તે ગૂપચૂપ કઠ ની નીચેજ બેસી રહે છે, પણ મન બેસતું નથી એનું કારણ એ કે–દેહ હું છુ, એવુ આપણે મિથ્યાત્વ પકડી રાખ્યું છે, પરતુ જો આપણે દેહને જાણનાર ઇંદ્રિયોને જાણનાર, વાણીને જાણનાર, અને મનને પણ જાણનાર જ્ઞાનરૂપ આત્મા છીએ એમ સમજી વરતીએ તો, એ જ્ઞાનને વશ, મન પણ વરની જ્યાં રાખવું હોય ત્યા રહે જ્યા મોકલીએ ત્યા એકાગ્રતા કરી સમાધિસ્થ થાય, અને એ પરમાત્મામા સુસ્થિત થયેલુ મન, આપણી પાસે વિશેષ જ્ઞાનાદિ લક્ષ્મી લાવી ધરે

સસારમા તાપ ત્રણ ગણાય છે એટલે કે મને આધિ, વ્યવહારે ઉપાધિ, અને શરીરે વ્યાધિ, આ ત્રણ આધિ. વ્યાધિ અને ઉપાધિ પણ બહિરાત્માને બહુ વળગે છે કઇ વળગાડ વળગ્યો હોય તેમ તેને છોડતી નથી, પરતુ આપણે અતરાત્મારૂપ એટલે દેહાદિના સાક્ષી થઇને રહીએ તો, ઉત્તમોત્તમ એવા મનુષ્ય ભવમા, સચેત શરીર વોઇસરૅાય, સચેત મન આપણુ યુવરાજ અને શુધ્ધ જીવ આ

પોતે, એમ ત્રણ ઉપાધિના બદલે આ ભવમા તો ત્રણ અલ કારો થઈને રહે

જૈનધર્મ એ નિજધર્મ છે એટલે કે આત્મધર્મ છે આત્માને હુ માન્યા વિના કર્મને જીતી શકતા નથી અને કર્મને ન જીતે તો પછી જૈનધર્મ કેમ કહેવાય ?

વિષ્ણુના પુત્રો તો વૈષ્ણવો, બુદ્ધના તે બૌદ્ધો, શિવના તે શૈવો, બ્રહ્મના તે બ્રાહ્મણો, ક્રાઈસ્ટના તે ક્રિશ્ચયનો, અને જિન ભગવાનના તે જૈનો છે શ્રી જિન ભગવાન સકળ કર્મને જીતનારા છે નિજ ધર્મી આપણે, તેમના પુત્રો શ્રી જિન ધર્મમા શ્રદ્ધા રાખી, શક્તિ અનુસાર કર્મને જીતનારા છીએ કારણ કે આપણે જિનેશ્વરના યુવરાજો છીએ

વ્યવહારે તમારૂ નામ એટલે તમારા સચેત દેહનુ નામ, ચીમનલાલ છે અને નિશ્ચયે તમારૂં નામ એટલે તમારા આત્માનુ નામ સવેગ છે, પરતુ વ્યવહાર, મનુષ્ય સ સારમા પણ આત્માને ભૂલાવી, દેહને હુ મનાવે એ અશુદ્ધ વ્યવહાર છે, માટે દેહનું નામ ચીમનલાલ છે, અને મારૂ નામ સવેગ છે, એ બન્ને વાત સરખા પ્રમાણમા માનવી.

કહો સવેગ નહી મોટી કે નાવહુ ? સવેગ આત્મભાવ રાખી ઉત્તર આપે છે કે—નાવહુ

વક્તા પ્રશ્ન કરે છે કે, કઈ અપેક્ષાએ ?

સંવેગ ઉત્તર આપે છે કે–નાવડુ તરતા તરતા નદીને છેડે પહોચે છે, નદીનો અત આવે છે, પણ નાવડાનો નહિ આજ અપેક્ષાએ એક અધ્યાત્મિક ગાય છે કે–

"નાવમે નદીયા ડુબી જાય"

અર્થાત્ નાવડુ ઘણીક નદીઓ તરી જાય, પણ અત વગરનું રહે, તેમ આ સ સારરૂપી નદીને સચેત આત્મા જ્ઞાનીઆત્મા તરી જાય છે

શ્રી મહાવીર સ્વામીને સગમે અનુકૂળ પ્રતિકૂળ એવા ઘણાં ઉપસર્ગો કર્યા, પરતુ સગમ કે જે દેહદ્રષ્ટિ હતો તે હાર્યો, એટલુ જ નહિ પણ આત્મદ્રષ્ટિ શ્રી મહાવીર પાસે, પોતાની હાર કબૂલ કરી–નમી પડી ક્ષમા યાચવા લાગ્યો.

બહિરાત્મ ભાવવાળો, મોહનીકર્મની સીત્તેર કોડા કોડી સાગરોપમની સ્થિતિ–અ ધકારમય સ્થિતિ–જાણી ભયભીત બને છે, હ મેશા રડતો રહે છે, તે નથી સમજતો કે આત્માની સ્થિતિ તો અન ત છે કર્મનો એટલે સીત્તેર કોડા કોડી સાગરોપમન સ્થિતિવાળી મોહની કર્મરૂપ અ ધકારનો છેડો છે, પરતુ આત્મા જે હાલ મોહની કર્મને જાણી રહ્યા છે, અને સ્વભાવે લોકાલોક પ્રકાશક છે, તેનો અ ત નથી–સીમા નથી

આમ દેહભાવને છોડતા, મિથ્યાત્વ જે અધોગતિ એ લઈ જાય છે, તે છૂટી જાય છે-ખરી જાય છે, અને આત્મ ભાવને હું માની જેમ જેમ એમા સ્થિર થવાય છે તેમ તેમ આત્માનો ઉત્તરોત્તર વિકાશ થઈ, છેવટે શ્રી અરિહત અને શ્રી સિધ્ધ અવસ્થાને પણ પામે છે

ૐ

---

ॐ वीतरागायन नमः।

# अनुभव वडे आत्मज्ञान

## 'SELf knowledge by Realization'

( રાદેર-મહાજન વાડીમા તા ૨૪-૧૨-૨૬ ને દિને યોગાર્થી પંડિત લાલને આપેલુ ભાષણ )

આત્મપ્રિય સુજ્ઞ બાંધવો, અને સુશીલ બ્હેનો.

આ જગતમા આપણે પ્રાપુ ધારણ કરેલા પ્રાણીઓ બ્રહ્માંડમા-ચૌદરાજ લોકમા-અસખ્ય ભરેલા છીએ છતા તેઓમા મનુષ્ય પ્રાણીનું સ્થાન, ઉત્તમ લેખાયું છે એ ઉત્તમ એ હેતુથી કહેવામા આવ્યું છે કે મનુષ્ય પ્રાણીમા રહેલી ગુપ્ત અને અનત શક્તિઓનો વિકાસ એ ભવમાં ઘણામાં ઘણો કરી શકે છે

પોતાના દેહ નિર્વાહ માટે એક મનુષ્ય એક દિવસનું ખર્ચ એટલે અઢી રૂપિઆ એક કલાકમા પ્રાપ્ત કરી શકે એવા મનુષ્યો પણ છે અને એક મીનીટમા પણ અઢીસો રૂપિઆ પેદા કરી દેહ નિર્વાહ કરી શકે એવા પણ કોઇ કોઇ મનુષ્ય છે, અને બાકીનો વખત પોતાના આત્મામા રહેલા અનત ગુણોનો વિકાસ કરવામા એ યોજી શકે એમ છે આત્મ વિકાસ કરવાની યોજના સર્વ ધર્મમા છે

છે હવે એ યોજના કેવા પ્રકારે છે એ સમજવા માટે આપણે પ્રયત્ન કરીએ

જે વખતે આપણા આ ભારત વર્ષમા મોટરના-રેલ્વેના -સાધનો નહિ હતા ગાડામા પણ કોઇ કોઇ માણસો બેસી મુસાફરી કરતા બાકી મનુષ્યોનો મોટો ભાગ તો પગે ચાલી એક ગામથી બીજા ગામે પ્રવાસ કરતો. ચૈત્ર વેશા ખના ખરતર તાપમા આ પ્રવાસીઓ, પગમા ઉપાનહો વિના નિચે ધગતી રેતીમા અને ઉપર મધ્યા હના ઉગ્ર તાપમા એ પ્રવાસીઓ પોતાનો સામાન ખભે બડીઓ ભરાવી પ્રયાણ કરતા હતા એ વેળાએ દૂર દૂર આવેલા ગામોની વચમા કોઇ કોઇ સ્થળે જ્યા એ પ્રવાસીઓને શાતિ મળે, એવા શાતિ ગ્રહો-ધર્મશાળાઓ-મુસાફરખાનાઓ આવતા અને ત્યા શ્રમિત થયેલા પ્રવાસીઓ, એ શાતિગ્રહોમા શીતળ જળ અને ભાતું વિગેરે ખાઇ આરામ કરતા અને એ આરામ લીધા પછી પુન પ્રવાસ માટે સજ્જ થતા તેમ આ સસારમા નાના પ્રકારની પ્રવૃતિ રૂપ, મનુષ્ય મજલ દરમજલ મુસાફરી કર્યા કરે છે, અહોરાત્ર એ પ્રવાસ એનો ચાલુ દેખાય છે એ પ્રવૃતિરૂપ પ્રવાસમા નિવૃતિરૂપ શાતિગ્રહો એ આપણા ધર્મસ્થળો છે મનુષ્યમા રહેલો આત્મા ત્યા શાતિ પ્રાપ્ત કરી, તૈયાર થઇ-તાજો થઇ ફરી પાછો પ્રવાસે વહે છે આ શાન્તિ સ્થળો-ધર્મસ્થાનકો હિંદુઓને-મદિરોમા, ક્રિશ્ચીયનનોને દેવળમા, મુસલમાનોને મસ્જીદમા,

બૌધ્ધોને પેગોડામા પારસીઓને અગિયારીમા, અને જૈનો ને ઉપાશ્રયોમા મળી આવે છે અને ત્યા હિંદુઓ સ્તોત્રો ગાઈ, ક્રિશ્ચિયનો પ્રાર્થના કરી, મુસલમીનો નિમાજ ભણી, બુધ્ધે ધર્મનું, સંઘનું, બુદ્ધનું શરણ લઈ, પારસીઓ અવસ્તા ભણી, અને જૈનો સામાયિક કરી, પોતાના આત્માને આધિ-વ્યાધિ ઉપાધિથી મુક્ત કરી આરામ-રાહત આપે છે અને એથી વગર વિલંબે વિકાસ કરતા રહે છે

આટલા ઉપરથી જે જે ધર્મમા જે જે અનુષ્ઠાનો પ્રતિ પાદન કરેલા છે તેને આચરે છે, એને સમાજ ધર્મી કે ધર્મપ્રેમી પુરૂષ તરીકે ઓળખે છે

આ ધર્માનુષ્ઠાનોમા આવતા મંત્રો-સૂત્રો-સ્તવનો-ના શુધ્ધોચાર કરવા ઉપરાન્ત જો તેના અર્થ સમજવામા આવે તો તેમાથી સાધકોને, એવો ભાવ-એવો પ્રકાશ જોવામા આવે કે-એથી સાધક પોતાના સાધ્યને ત્વરિત કે તત્કાળ પામે, આત્મ સાક્ષાત્કાર-બ્રહ્મસાક્ષાત્કાર તેને થાય

માટે **શ્રધ્ધાથી** જે ધર્મને માનતા હોય અને અનુષ્ઠાન કરતા હોય તે **સારૂ** કરે છે અને **સમજીને** કરતા હોય તો વિશેષ સારૂ કરે છે અને સમજણ ઉપરાંત એની સમજમાથી ઉદ્‌ભવતા **ભાવને** અવલંબતા-અનુસરતા હોય-તો-વિધિ વિધાનના ઉપાસકો સત્વર **પ્રભુને પામે** છે

શ્રદ્ધાના ક્ષેત્રમાથી નિકળી–શ્રદ્ધાના ક્ષેત્રને પુરૂ કરી તત્વજ્ઞાન કે ફિલોસોફીના ક્ષેત્રમા પ્રવેશ કરી પોતાના ધ્યેયને પહોચવા જીજ્ઞાસા રાખતા હોય તેઓને, વકતા એક સુચના કરવા ઇચ્છે છે શ્રદ્ધાના ક્ષેત્રપર ચાલનાર દેખતાને અવલબી પોતાના ધ્યેયને–દેખનારને અનુસરી પોતાના ધાર્મિક જીવનને અનુસરે છે શ્રદ્ધા કરતા તત્વ જ્ઞાનમા લાભ વધારે છે પણ જોખમદારી પણ વધારે છે શ્રદ્ધાળુની દ્રષ્ટિ મર્યાદા જો બારમાઈલની હોય તો તત્વ જ્ઞાની કે ફિલોસોફરની દ્રષ્ટિ મર્યાદા બાર જોજનની હોય, –શ્રદ્ધા અને તત્વજ્ઞાનનો ભેદ સમજવા આપણે એક દ્રષ્ટાત લઈએ

શ્રદ્ધાળુ બિલાડીના બચ્ચા જેવો છે અને તત્વજ્ઞ એ વાદરીના શ્રદ્ધાળુ બિલાડીનુ બચ્ચુ જે તેની માના મુખમા ગ્રહાયેલુ હોય છે, તે જ્યા બિલાડી જાય છે, ત્યા અનાયાસે પહોચી જાય છે વાદરીના બચ્ચાને પોતાની માના પેટને એવુ વળગી રહેવું–ચોંટી રહેવું–પડે છે કે વાદરી જે વૃક્ષની અને છાપરાઓની પર કુદકા મારતી હોય તે વૃક્ષ પર જતા પકડ મુકવી જોઈએ નહિ અને મુકેતો મરણને શરણ થાય

આ પ્રકારે તત્વજ્ઞાનમા પ્રવેશ કરનારે સત્યનું દર્શન કરવાના જીજ્ઞાસુએ સત્ય જ્યા જ્યા હોય ત્યા ત્યા દ્રષ્ટિ

કરવી પડશે, મહાન સત્યનું દર્શન કરવું એ સકુચિત દ્રષ્ટિવાળાથી થતું નથી

આ ઉપરથી શ્રદ્ધા વડે ધર્મના ધ્યેયને પ્રાપ્ત કરનારને કોઇ મહાન્ પુરૂષ એવી શિક્ષા આપે છે કે, તમારે આ માર્ગ સત્ય કે આ, એની ખટપટમા પડવું નહિ

स्वधर्मे निधन श्रेय॰ परधर्मो भयावह

( પોતાના ધર્મમાં મરણ સારૂ છે, અને પરધર્મ છે, એતો ભયપ્રદ છે ) પરધર્મની નિંદા ન કરવી,-પરધર્મમા આવેલા ગુણો જે પોતાના ધર્મમા આવેલા ગુણોને મળતા હોય, તેને જોઇ રાજી થવું પણ અભિમાન કરવુ નહિ ( એ ગુણ તો એણે અમારા ધર્મમાથી લીધો છે એવી બડાઇ ન કરવી ગુણોતો આત્મામા છે, અને જે તેને હિલો જાનીથી અ ત કરણ પૂર્વક અનુસરે છે, તેને તે ગુણ પ્રાપ્ય છે)

જ્ઞાન વિના શ્રદ્ધા કેમ રાખીએ ? આવો કોઇ પ્રશ્ન કરે તો, તેને એવુ ઉત્તર આપી શકાય કે જ્યારે તમે આક ભણતા હતા-જ્યારે તમે સોળ દુ બત્રીસ ગોખતા હતા, ત્યારે તમને ખબર નહિ હતી કે આંકો તે તૈયાર કરેલા ગુણાકાર છે

આકો ગોખાઈ રહ્યા પછી જ્યારે, તમે ગણિત શિક્ષામા પ્રવેશ કર્યો, ત્યારે માલૂમ પડ્યું કે સોળને બે વડે ગુણવાથી બત્રીસ અને ત્રણ વતી ગુણવાથી જવાબ અડતાળી

આવે છે આમા તમે જોઇ શકશો કે શ્રદ્ધામાથી જ જ્ઞાન જન્મે છે ધર્મ માર્ગ દેખાડનાર જો સ્વાર્થ વગરના હોય તો તેમા શ્રદ્ધા રાખવી, એ લગીરે ખોટુ નથી કારણ કે તે તો ઉપકારક છે હવે તત્વજ્ઞાન પ્રાપ્ત કરતા એ તત્ત્વજ્ઞાનનો સમન્વય-સવાદન કેવી રીતે કરવો કે જેથી, મહાન્ સત્ય-મહત્ બ્રહ્મ-પરમ સત્યની પ્રથમ આપણને ઝાખી, પછી દર્શન અને ત્યાર કેડે સાક્ષાત્કાર થાય

દર્શનોએ કે-ફીલસૂફીઓએ દેખાડેલા સત્યને જોવા પોતાનુ કે પરનુ છોડી, પગ્ગત સહિષ્ણુતાનો ગુણ ખીલવવો જોઇશે. સત્ય જે બાજુથી પોતાનુ દર્શન આપે, તે તરફ પોતાની દૃષ્ટિ લઈ જવા અચકાશે નહિ માત્ર એમને આગ્રહ સત્યનોજ છેવટ સુધી રાખવો જોઇશે અને તોજ તે જીજ્ઞાસુ સત્યને પામશે

અસહિષ્ણુતા ધમે આપેલા ઉપદેશને, કેમ પહોચવા દેતી નથી ? એ આપણે થોડુ તપાસીએ

હર્બર્ટ સ્પેન્સર, ધી ફર્સ્ટ પ્રિન્સિપલમા કહે છે કે, જ્યારે વસ્તુના એક ભાગને જોઈ, આખી વસ્તુ જોયાનુ જે સમજી લે છે તે વસ્તુમા રહેલા અનેક ધર્મોના પરસ્પર સબધો સમજતો નથી-વસ્તુનુ સ્યાદ્વાદ સ્વરૂપ સમજતો નથી અનેક અપેક્ષા તેના ધ્યાનમા આવતી નથી છતા વસ્તુને પૂર્ણ જોયાની ખોટી હઠ કરે છે એક ધર્મ

શાસ્ત્ર કહે છે કે જ્યાસુધી રાગ છે, ત્યા સુધી પૂર્ણ સત્યનુ દર્શન થતુ નથી—રાગના ક્ષેત્રથી બહાર રહેલી વ્યકિતપર સમદ્રષ્ટિ થની નથી

અમેરિકામા પોટોવોટોમિક પાર્ક નામનું એક વિશાળ મેદાન છે સારા સારા વકતાઓ ત્યા દરવરસે એકઠા થાય છે અને હજારો શ્રોતાઓ તેમના વ્યાખ્યાન સાભળવા ગામે ગામથી આવી મળે છે

આ સ્થળ ઉપર જતા મોટરમાથી ઉતરી તમારી સામે ઉભેલો આ વકતા એક ખેડુતના ઘરમા જાય છે તેને ફ્રુટ અને પાણી મળે છે એ કોટેજનો વૃદ્ધ માલિક પોતાના પૌત્રના માટે સર્વ પ્રવાસીઓને એવું જણાવે છે કે મારા જોન જેવો હોશિયાર છોકરો આખી દુનિયામા કોઇ નથી વકતા, તેને પૂછે છે કે—કાકા તમે આખી દુનિઆ જોઇ છે? આખી દુનિઆના છોકરાઓને જોયા છે? બુઢ્ઢા કાકાએ ઉત્તર આપ્યું કે—ચિકાગો સસ્થાન સિવાય હું કયાએ ગયો નથી આ દ્રષ્ટાત ઉપરથી તમે સમજશો કે ચિકાગો સસ્થાન જેમ આ વૃદ્ધ ખેડુતને મન આખી દુનિઆ હતી, તેમ આપણે પણ જ્યાસુધી સકુચિત દ્રષ્ટીવાળા છીએ, ત્યાસુધી, આપણી માન્યતાને દુનિયા ભરની માન્યતા સમજી લઇએ છીએ.

આ કારણને લઇને તત્ત્વ વિદ્યામા પ્રવેશ કરનાર, જીજ્ઞાસુએ કેવી દ્રષ્ટિ રાખવી એ હવે આપણે જોઇએ

પડોશીને પોતાના સરખો ગણનાર, પડોસના ધર્મને, પડોસના ગચ્છને, અને પડોસના સઘાડાને, **સમદ્દષ્ટિથી** જોયા વિના સર્વત્ર પસરેલુ આ મહા સત્ય કેમ જાણવામા આવે? આટલા માટે તત્વ વિદ્યામા પ્રવેશ કરનારને, આ મારો ધર્મ, અને આ તારો ધર્મ, એ વિચાર મુકી દેવાનું કેટલા એક મહા પુરૂષો સૂચવે છે અને કેટલાક એમ કહે છે કે જેવો તારો ધર્મ તને સમજાય છે, તેવોજ તારી જોડે ઉભેલા આ તારા બધુને એનો ધર્મ સારી રીતે સમજાય છે માટે એટલી તું ખામોશ રાખ કે જેવી શુભ દ્દષ્ટિથી તારો ધર્મ તું જુએ છે, તેવીજ શુભ દ્દષ્ટિથી તેણે પણ પોતાનો ધર્મ જોયો હશે, એવું સમજી એનો ધર્મ, તેના પાસેથી સમજી લેવો, અને એણે તમારી પાસેથી તમારો ધર્મ સમજી લેવો.

તમારી ત્રીજોરીમાં કેટલા રૂપીઆ છે ! તેની ખબર તમને હોય, બીજાતો માત્ર અનુમાન કરે કેટલા રૂપીઆના તમે માલિક છો એવું જ્ઞાન તમને હોય, બીજાની તો અટકળ હોય આજ પ્રકારે, તમારી તીજોરીઓ નાણાનું પણ તે અનુમાન કરે છે–અટકળ કરે છે, તેનું જ્ઞાન તેને હોતું નથી આમ થવાનું કારણ એ હોય છે કે મનુષ્યને જેમ પોતાના દેહ ઉપર રાગ હોય છે–પોતાના કુટુબ ઉપર રાગ હોય છે, પોતાની જ્ઞાતિ, પોતાની જાતિ, પોતાનો દેશ, એમ પોતાના ધર્મને રાગથી જુએ છે, અને બીજાનાને તેવા રાગથી નહી

જેઓ ખુદાને માને છે, જેનું સ્વરૂપ દ્રવ્યે બદલાતું નથી—એકજ સરખુ રહે છે એ ખુદ પરમાત્માને માનનારા અને અચ્યૂત એવા શ્રી વીષ્ણુ ભગવાનને માનનારા, અર્થાત્ જેનું સ્વરૂપ દ્રવ્યે સદા એક સરખુ છે એવા પરમાત્મા અને સિદ્ધ પરમાત્માને માનનારા એકજ સત્યને પામવા પ્રયત્ન નથી કરી રહ્યા ? શબ્દ ખુદા, અચ્યુત, સિદ્ધ એ ત્રણ દેખાય છે, પાણી, આબ, અને ઉવોટર, એ શબ્દો ત્રણ છે, પણ વસ્તુ એક નથી ? તેમ ગોડ, ખુદા, અચ્યૂત, સિદ્ધ એક નથી ! આ ઉપરથીજ શ્રી આનંદઘનજી એ ગાયું કે

"રામ કહો, રહેમાન કહો, કોઇ કાન કહો મહાદેવરી
પારસનાથ કહો કોઈ બ્રહ્મા, સકલ એક બ્રહ્મ સ્વયમેવરી"

અર્થાત્ આત્મા પોતાના નિજરૂપમા રમે છે,ત્યારે રામ છે જ્યારે સર્વ ઉપર પોતાના સરખોજ ભાવ—રહેમ—દયા કરે છે ત્યારે રહીમાન છે, કૃપાનિધિ છે—કરૂણા સાગર છે—Most Merciful છે જ્યારે, સ્વરૂપે રહી કર્મને કાપે છે, ત્યારે આત્મા કૃષ્ણ છે, જ્યારે નિર્વાણમા જ્યારે પર રૂપના ત્યાગમા આત્મા હોય છે, ત્યારે મહાદેવ છે જ્યારે સ્વરૂપને સ્પર્શી રહે છે—વેદી રહે છે ત્યારે પોતાના વેદક ભાવને અનુભવે છે ત્યારે એજ આત્મા પાર્શ્વનાથ છે, અને જ્યારે સકળ ગુણને પોતાના બ્રહત્ સ્વરૂપને આત્મા પોતાર્માં સમાવી રહ્યો છે, ત્યારે આત્મા સ્વય બ્રહ્મ છે

હિંદુ મંદિરમાં જનાર પોતાના મંદિરનું સન્માન સાચવવા પોતાના પગરખાં બહાર ઉતારી નાખે છે મુસલમાનો પણ મસ્જીદમાં પ્રવેશ કરતાં પૂર્વે જુતી ઉતારી નાખે છે, અને ક્રિશ્ચિયનો પોતાના ચર્ચમાં જતાં પોતાની ટોપી ઉતારે છે આમાં બન્ને ભિન્ન ભિન્ન દેખાતા ધર્મવાળા પોતાની ધર્મ માન્યતા પ્રમાણે–એક પગમાંથી જુતી ઉતારીને અને બીજો પોતાના માથા પરની ટોપી ઉતારી ધર્મનું સન્માન સાચવે છે, આમાં ઉતારવું,–બન્નેને હોય છે તો પછી ઉતારવાની જાત એક છે, તો તે ઉતારવાની ભાત વિવિધ છે કે વિરોધી ?

હિંદમાં લોકો કપડાં બહુ આછાં-પાતળાં-પહેરે છે પશ્ચિમમાં કોટ અને તેના પર ઓવરકોટ પહેરવામાં આવે છે, કારણ કે હિંદમાં ગરમી અને યુરોપમાં શરદી, હોવા છતાં હવા સર્વત્ર એકજ છે, અને પાતળાં કે જાડાં કપડાંથી મનુષ્ય સુખ ચેનમાં રહી શકે છે માટે સુખ-ચેનમાં રહેવું, એ વિવિધ રીતે પોતાની ઇચ્છા પ્રમાણે એકજ સુખ ચેન પ્રાપ્ત કરે છે વિરોધ આમાં નહિ હોવા છતાં અને વિવિધતાથી એકજ ધ્યેય સુખ-ચેન જળવાતું હોય તો પછી આપણે એકજ ધર્મરૂપી નૌકામાં જૂદે જૂદે સ્થળે બેઠેલા મનુષ્યો એકજ બંદરે પહોંચવાને જાણ્યે, અજાણ્યે, પ્રયત્ન નથી કરી રહ્યા ?

ચક્ષુથી આ પ્રાણીને દેખે છે એટલુંજ નહિ પરંતુ મનસ કે અંતર ચક્ષુથી પણ એ પ્રાણીને સમ્પૂર્ણ નિરખી રહ્યા છે જે વિદ્વાન એ પ્રાણીને પોતાની સૂઢથી-જેમ આપણે હાથ વડે કામ કરીએ છીએ તેમ સઘળું કામ સૂઢ વડે કરતો દેખવાથી કરિ એટલે કર-વાળો કહે તો તેમા શું ખોટુ છે ? જે એ પ્રાણીને દ્વિપ કહે છે, એને સૂઢથી અને મોથી પાણી પીતો જોઇ દ્વિપ એટલે બે મોઢે પાણી પીનાર કહે તો તેમા શું અસત્ય કહ્યુ ? એ વિદ્વાન્ કહે છે કે મને એના પાન કરવાની બે પ્રકારની રીત મુખ્ય દેખાય છે એથી હું એને દ્વિપ કહું છું ત્રીજો વિદ્વાન જેણે કુંજર એટલે હઠપચીની સુંદરતા જોઇ તેણે કુંજર કહ્યો ચોથાએ એના દાંત આગળ આવેલા અને અપૂર્વ જોયા એટલે દંતી કહ્યો, પાચમાએ મદોન્મત જોઇ એને માતંગ કહ્યો, છઠાએ એનું પ્રચંડ શરીર જોઇ નાગ એટલે (પર્વત જેવો) કહ્યો, અને સાતમાએ લાબી સૂઢવાળો જોઇ હસ્તિ કહ્યો, આમા હસ્તિ કહેનારો આધળો નહિ પણ દેખતો છે એટલે હાથીના બીજા ધર્મોને પણ જાણે છે તેથી બીજાનું કહેલું પણ માન્ય રાખે છે, કારણ કે બીજા અવયવોથી કામ કરનાર એજ હસ્તી તેના જોવામા આવે છે કહેવત છે કે, સો મૂર્ખા હોય તો સો મત હોય અને સો શાણા હોય તો એક મત હોય આમ ધર્મ જૂદા હોવાથી-નામ જૂદા હોવા છતા પણ વસ્તુ અને પ્રાણી

આમ તત્ત્વજ્ઞાન કે ફિલોસોફી વડે કે ભિન્ન ભિન્ન દ્રષ્ટિ વડે નય વડે કે-અપેક્ષા વડે, એકજ સત્યને પામી શકાય અલબત એ સત્યને ઓળખવા માટે શબ્દો જુદા હોય, પણ તે સત્ય તો તેજ છે કે જેને મેળવવા સર્વ ધર્મનો પ્રયાસ છે

આ વાત-આ વિચાર-આ દ્રષ્ટિ-અને તેની છાપ શ્રોતાઓને દ્રઢતર રહે અને તત્વજીજ્ઞાસુ પણ સત્યને પામી શકે, એવી મારે હજુ એક દ્રષ્ટાંત સભળાવવાની આવશ્યકતા છે

એક ગામમા એક દિવસે તે ગામ વાસીઓએ નહિ જોએલુ એવુ એક અપૂર્વ પ્રાણી આવે છે, આ પ્રાણીને દેખતા લોકો હેરત પામે છે પછી ગામવાસીઓ એકઠા થઇ ત્યા વસતા વિદ્વાનોને કહ્યુ કે આ પ્રાણીને ઓળખવા આપણે તેનુ નામ શુ રાખવુ તે આપ વિચાર પૂર્વક નિર્ણય કરી જણાવજો બીજા દિવસે સભામા સાત પડિતો પોતે જે નામો લખી લાવેલા, તે પ્રકટ કર્યા એક પડિતે કહ્યુ, કે એનુ નામ કરિ પાડવું, બીજાએ કહ્યુ કે દતિ પાડવું, ત્રીજાએ કહ્યુ કે દ્વિપ પાડવુ, ચોથાએ કહ્યુ કે કુજર નામ આપવુ, પાચમાએ કહ્યુ કે માતગ રાખવું, છઠ્ઠાએ કહ્યુ કે નાગ, નામ રાખવું અને સાતમાએ કહ્યુ કે, હસ્તિ એવું નામ આપવુ આ સાતે વિદ્વાનોમા હાથી, છ આંધળા અને એક દેખતાની પેઠે, કોઈ અધ નથી સઘળા ધર્મ-

વસ્તુ જાણવાને મનુષ્યની પાસે કોઈ સાધન નથી અને શાધનની જરૂર પણ નથી, તથાપિ તેનો પૂર્ણ અનુભવ થાય છે એટલે આત્મા વડેજ આત્માનો

બરફ, પાણી, અને બાષ્પ, Ice, Water, Vapour આ ત્રણે સ્વરૂપો કોઈ એકજ વસ્તુના નથી ? આ ત્રણે સ્વરૂપની પછવાડે રહેલુ જે તત્વ છે તે જ્યારે આકાર ધારણ કરે છે ત્યારે હિમ–જળ–અને બાષ્પ રૂપે પોતાનું દર્શન કરાવે છે તથાપિ તે એકજ વસ્તુના વિવિધ સ્વરૂપો છે

તેમ બહિર આત્મા–અ તરાત્મા–અને પરમાત્મા એ એકજ આત્માના ભિન્ન ભિન્ન સ્વરૂપો છે જે આજે પર માત્મ સ્થિતિમા છે, તે ભૂત પ્રજ્ઞાસ ન્યાયે અ તરાત્મા અને બાહિરાત્મા પણ છે જે આજે અ તરાત્મા છે–( શુદ્ધ સમ્ય ક્ત્વાન છે ) તે ભવિષ્ય પ્રજ્ઞાસ ન્યાયે પરમાત્મા છે, અને તેમ જ આજે જે બહિરાત્મા છે તેજ આત્મા ભવિષ્યત્ પ્રજ્ઞાસ ન્યાયે અ તરાત્મા અને પરમાત્મા પણ હાલ છે પોતે તો વચનાતીત રહી–મનાતિત રહી–બુધ્ધતીત રહી જ્યારે વચ નાદિમા આવે છે, ત્યારે બહિરાત્મા, અ તરાત્મા, અને પર માત્મારૂપ છે

જેમ કોઇ એક પૈસાવાળો હોય, કોઈ ચોસઠ પૈસા વાળો એટલે એક રૂપીઆવાળો હોય અને કોઇ એક બિની એટલે ૯૬૦ નવસો સાઠ પૈસાવાળો હોય, આમા ત્રણે પૈસા-વાળા છે ભલે ઓછાવત્તા પ્રમાણમા હો પણ નિર્ધન તો

એકજ હોવાથી એક સર્વની માન્યતાને કબુલ રાખે છે, કારણ કે એક શબ્દમા વસ્તુના પ્રાણીના પર્ણ ધર્મ દર્શાવી શકાય એમ બનતું નથી

કદાચ લાવવા માગીએ તો શબ્દ એટલો દીર્ઘ-લાંબો થઇ જાય કે, એક તો શું પણ દશ પુસ્તકોમા પણ એક શબ્દ પુરો લખી શકાય નહિ દ્રષ્ટાંત તરીકે चतुष्पाद द्वि हस्त पृष्ट वेत्र गुम्फित क्लिष्ट रचितासनम्

એટલે કે ચાર પગ, બે હાથ, પીઠ, નેતરથી ગુથી ખીલા ખોડેલુ આસન. આવો મોટો શબ્દ એક ખુરસી જેવા પદાર્થને ઓળખાવવા માટે બનાવવો પડે છતા ખુરસીના તમામ ધર્મો તેમા આવી ન જાય માટે જે શબ્દથી, જે ચિન્હથી, જે Symbol થી વસ્તુ પૂર્ણ સમજી જવાય તો ભિન્ન શબ્દો એ વિરોધ નથી પરંતુ ઇંદ્રધનુષમા આવેલા ભિન્ન ભિન્ન રંગોનો સમ વય છે–Harmony છે

હવે આપણે તત્વજ્ઞાનને, છોડી આત્માનો પરમાત્માનો કે બ્રહ્મનો સાક્ષાત્કાર કેમ કરવો એ વિષય પર આવશું

શ્રદ્ધા બાહ્યદ્રષ્ટીથી પણ થાય છે તત્વજ્ઞાન આંતર દ્રષ્ટિથી પણ થાય છે અને અનુભવ કે સાક્ષાત્કાર જેમા અંતર અને બાહ્ય બન્ને દ્રષ્ટિ સમાય છે એવી પૂર્ણદ્રષ્ટિ થી જાય છે

શબ્દ–નામ–અને મન–બુધ્ધિથી વસ્તુ–સત્ય આત્મા પર હોવાથી રૂપાતીત—શબ્દાતીત—વચનાતીત-બુધ્ધ્યતીત

આત્માની નિંદા છે The relation between the soul and spirit is so pure, that to ask of help of any is blasphamy to God માટે આત્માએ જાતે પ્રયત્ન કરી સમાધિથી તેનો સાક્ષાત્કાર કરવો શ્રી ગૌતમના કેવળ જ્ઞાનનો–અનુભવ જ્ઞાનનો પ્રસગ પણ એવોજ છે

જ્યારે આપણે પોતાને દેહ નહી, પણ આત્મા છીએ એમ જાણીએ, જ્યારે આપણે દેહરૂપી વ્યજન નથી, પરતુ આત્મરૂપ સ્વર છીએ—વ્યજનની પેઠે અશાશ્વત દેહ નથી પરતુ શાશ્વત સ્વર રૂપે આત્મા છીએ, ત્યારે આપણને કઇક શાંતિ–શમ–પ્રશમ થાયછે અને આત્માની એ પ્રશમાવસ્થામા ઝાખી થાય છે

એજ પ્રકારે અન્ય જીવોને પણ દેહરૂપી વ્યજનો નહિ પરતુ સ્વર રૂપી આત્મા સમજીએ અને જાણીએ, ત્યારે આપણે સર્વાત્માનુ અને સ્વાત્માનુ દર્શન કરી શકીએ છીએ એ દર્શન થયા પછી જ્યારે આપણુ વર્તન સર્વ અતરાત્માઓની સાથે આપણા અતરાત્માઓની સાથે, આપણા અતરાત્માની પેઠેજ થવા લાગે છે કે, આપણને પરમાત્માને જે જે ધર્મમા જે જે અનુષ્ઠાનો વિધાનો કહ્યા હોય, પ્રતિપાદન કર્યા હોય તે તત્વજ્ઞાનની દ્રષ્ટિ એ સમન્વયની દ્રષ્ટિએ–સ્યાદ્વાદ કે અનેકાતવાદે સમજી દર્શન કરી તેનો અનુભવ કરવા, પોતાના ધર્મમાં કહેલા અનુષ્ઠાનો આચારવા કે જેથી સાક્ષાત્કાર થાય

કોઈ નથી વળી આપણે જાણીએ છીએ કે આજે જે મહે નતથી એક પૈસાવાળો છે, તે કાલે ઉદ્યમથી એક રૂપિઆ વાળો થાય છે અને જે કાલે એક રૂપિઆવાળો છે તે પરમ દિવસે સાહસ વડે ગિનીવાળો પણ થાય તેમ બહિરાત્મા પોતાનું સ્વરૂપ વિમર્શ–સમજી Reflection અંતરાત્મા અને પોતાના અનંતગુણો અનુભવી–વેદી–Realizing–પરમાત્મા પણ થાય છે

અનુભવ કે સાક્ષાત્કાર કરનાર જીજ્ઞાસુને, યોગધ્યાન એ સાધન છે, કારણ કે તેમાં બાહ્ય સાધનોથી સ્થિરતા તન–મનમાં લાવવા ઉપરાંત પોતાના અંતર સાધનને એટલે આત્માના ગુણથી આત્માને જાણવાને પ્રયત્ન કરવાનું રહે છે જેમ દિવાને જોવાને બીજો દિપક લાવવાની જરૂર નથી, પણ એજ દીપકનો પ્રકાશ દીવાનું ભાન કરાવે છે, તેમ આપણે જે, આ બધું જેના વડે જાણી રહ્યા છીએ તેજ જ્ઞાન પ્રકાશ વડે, આપણે જાણનારને જોવાની જે વિધિ–જે યોગ છે—જે ધ્યાન છે, તે જ્ઞાનપ્રકાશ વડે આપણે જોઇ શકીએ છીએ—અનુભવી શકીએ છીએ.

એક અમેરીકન મહાત્મા એમર્સન અધ્યાત્મ નિયમો Spiritual laws નામના પોતાના નિબંધમાં મનુષ્ય આત્માને સંબોધીને કહે છે કે, હે આત્મન્ તારો અને પરમાત્માનો સંબંધ એટલો તો નિકટ છે કે તમારા ઉપરથી દેખાતા ઉભયની વચ્ચે કોઈનું સહાય લેવું એ તો પર

વાહન છે, હૃદય એ દયાનું પાત્ર છે, અને તંત્રીએ ગાનનું વાદ્ય છે હવે જ્યારે શૌર્ય, જ્ઞાન, દયા અને ગાન એ આત્માના જૂદા જૂદા ભાવો કે ગુણો છે અને આત્માએ ભાવોનો માલીક કે પ્રભુ છે, અને સીઝર, અર્જુન કે બાહુબળ, એ આત્મા છે, તો તે શૌર્યના માલીક છે, પ્લેટો, બ્રહસ્પતી, કે અભયકુમાર એ આત્મા છે તો આત્મામા રહેલ જ્ઞાનના તે માલીક છે ક્રાઈસ્ટ, બુદ્ધ કે મહાવીર એ આત્મા છે તો તે દયાના—સમભાવના અને પ્રેમના પ્રભુ છે, અને શેકસપીઅર, કાલીદાસ અને શ્રી હેમચદ્ર એ આત્મા છે તો તે કવિતાના, કાવ્યના, સ્વામી છે, આમ જે આત્મદ્રષ્ટિ છે તે ગુણોનો પ્રભુ—નાથ—કે સ્વામી છે

દર્શન, જ્ઞાન, અને ચારિત્ર–Life Light, Love સત્ ચિત્ અને આનદ એ વસ્તુત તમે ઠોન્હુ છુ



જેમકે જૈનોને સામાયિક યોગ, ક્રિશ્ચીયનોને ભક્તિ-યોગ, ગીતા માનનાર હિંદુઓને કર્મયોગ, બુધ્ધિગમ્ય કરી આત્મ સાક્ષાત્કાર થવા યોગને આચારમા મુકવો—આત્મ શાક્ષાત્કાર થયેલ એક પાશ્ચાત્ય વ્યક્તિનો સાક્ષાત્કાર હવે લઇએ Cosmopoliton એ ક્રિશ્ચિયન ગણાતા પરંતુ વિશ્વના વાસી કથે છે કે—

I am owner of the sphere
Of Seven stars and solar yeir
Of caesar s hand and Plato's brain,
Of lord Christ's heart and skespere s strain'

અથાત્-સકલ વિશ્વનો હું પ્રભુ છું પ્રભુ છું સપ્ત ઋષીનો (સર્વ દેશ કાળનો,) પ્રભુ છુ અર્જુનની બાહુનો, પ્રભુ છું બ્રહસ્પતિના મગજનો પ્રભુ છુ બુદ્ધના હૃદયનો અને પ્રભુ છુ કાળીદાસની તત્રીનો

જેમ કોઇ હિંદુ ઉપર કહેલ કથન પ્રમાણે પોતાનો સાક્ષાત્કાર અનુવાદ રૂપે જણાવી શકે તેમ જૈન વ્યક્તિ જેને આત્મ સાક્ષાત્કાર થયો છે એ ગાઇ શકે કે-હું ત્રિલોકીનો નાથ છુ (હું આત્મા) બાહુબળની બાહુનો, અભય કુમારના મગજનો, મહાવીરના હૃદયનો, અને હેમચંદ્રના તત્રીનો વારસ છુ

આ કાવ્ય આ પ્રકારે બુદ્ધિ ગમ્ય થઇ શકે, પ્રતીતિ પામી શકે, બાહુએ શૌર્યનું ચિન્હ છે, મગજ એ જ્ઞાનનું

મદિરમા રહેલા આત્માને આત્મપ્રિય સૂજ્ઞ બાધવો, અને સુશીલ બ્હેનો, એમ કહી સબોધે છે આમ સબોધવામા તમારા આત્માની સાથે, એ સબધ બાધવા ઇચ્છે છે એટલે કે–તમારા–આત્મામા એવો ભાવ રાખવા માગે છે કે–જેવો પોતામા છે

વળી આત્મા તો, શરીર છે, ત્યારે પણ છે, અને શરીર રૂપ ઉપાધિ નથી, ત્યારે પણ છે તો એ આત્મા સાથે સગપણ રાખવું તમને અને એને ઇષ્ટ છે એમ માને છે

આજ રાત્રીએ, જે વિષયની આપણે ચર્ચા કરવાની છે, તેનું નામ "આત્મ વિકાસ" છે આત્મ વિકાસ એટલે, આત્મામા રહેલા અનતગુણોનો પૂર્ણ વિકાસ એટલે કે– Perfection of the soul આત્માની પૂર્ણતા એ આત્માની પૂર્ણતાએ પહોચવા, કે જે પૂર્ણતાનીપર બીજી કોઇ પૂર્ણતા નથી, તે પૂર્ણતાને પહોચવાને, સાધનો ત્રણ છે

જો કે, જૈનશાસ્ત્રમા યોગ અસખ્ય છે, આત્માને પહોચવાના માર્ગો અનેક છે તથાપિ તે સર્વનો સમાવેશ હવે પછી જે કહેવામાં આવશે, એવા ત્રણ સાધનોમા સમાવેશ પામે છે

આજના વિષયમા આત્મા અને તેના, ગુપ્ત સામર્થ્યોનું આપણે ભાન કેમ થાય ? જ્ઞાન કેમ થાય ? અને તેનો અનુભવ કેમ થાય ? એ ત્રણે વિષય સમયાનુસાર કહેવામા આવશે

ॐ

# आत्मविकासना साधनो

( श्री पंडित लालने वहेरा-( सुरत होईने ) जैन धर्मशाळामा ता. २१-१२-२६ ने रोजे आपेलुं भाषण )

आत्मप्रिय सुज्ञ बांधवो, अने सुशील व्हेनो,

एक जन्ममा, बे जन्ममा, दस जन्ममा वीस जन्ममा पचास जन्ममा, सो जन्ममा, हजार जन्ममा दसहजार जन्ममा, लाख जन्ममा, करोड जन्ममा, अने अब्ज जन्मनी माळामा जे कर्मबंधनरूप अंधकार, आपणी आसपास छवाइ रहेलो होय, रात्रीना घोर अंधकारमां, श्रेणीबद्ध वरसाद पडी रह्यो होय, काळा भ्रमर जेवुं तमस सर्वत्र छवाइ रह्युं होय, परंतु तेमां सूर्यना किरणो, सूर्योदय थता, विस्तारवाळा अंधकारने-अंधकाररूपी पापने क्षणवारमां नासवुं पडे छे, तेम जे प्रभुना सम्यग् प्रकारे स्तवनथी सर्व पापनो क्षण एकमा नाश थाय छे, ते श्री आदीश्वर भगवाननुं स्मरण करी आजना व्याख्यानने प्रारंभ करीए

तमोने संबोधन करता आ शरीर जेनुं नाम लालन छे, जेमां रहेलो आत्मा जेने आपणे व्याख्यान अवसरे अशंभनामथी ओळखीशुं, ते प्रशम-आत्मा तमारा देह-

માનવ જન્મમા આવેલા આત્મા ઉતારશે એ આપણો નિશ્ચય છે

માટે આત્મા એ આપણે છીએ, એ વાત જો આપણે યથાર્થ સમજીએ તા પછી આપણે વિશેષ જાણવાનું હાલ કાઇ રહેતું નથી

આ દેશમા, સુભાગ્યે આત્મા છે, એવી સર્વ કોઇને શ્રદ્ધા છે પુનર્જન્મ એ તો આ દેશના મનુષ્યનો સિદ્ધાત છે કર્મની માન્યતા તો સર્વત્ર દેખાય છે, અને શુભ-અશુભ કર્મના ફળ વડે આપણી નાના પ્રકારની સ્થિતિઓ છે, એવી માન્યતા પણ હિદવાસી આર્યજનોના ચિત્તમા સ્થિત હોય છે

લાલન કહે કે,–વાલન જોયા પછી કહે કે,–આ દુનિયામા એસીલાખ મનુષ્યોની વસ્તીવાળુ એક શહેર છે, અને તે મે જોયું છે અને તેનું નામ London છે સામે ઉભેલો મનુષ્ય મને કહે છે કે=એવું શહેર હોઇ શકે નહિ, લાલન તેમને કહે છે કે–ચાલો બતાવુ, મને તે ઉત્તર આપે છે કે મારે આવવુ નથી અને તમારી વાત માનવી પણ નથી, આવા અભિનિવેશ વાળા મનુષ્યોપર દયા ભાવ રાખવો, પરતુ તેમની સાથે ચર્ચામાં ઉતરવુ નહિ

જે મહાત્માઓને કોઇ પ્રકારનો સ્વાર્થ નહતો, જેઓને કોઇ પ્રકારની સ્પૃહા નહોતી, એવા અનેક મહાત્માઓએ

આત્મા અને શરીર એ બન્ને ભિન્ન કેમ છે? એ વિષે ગઈ કાલના વ્યાખ્યાનમા સ્વર–અને વ્યજન જેમ ભિન્ન હોય છે તેવો જ પ્રકાર આત્મા અને શરીર વચ્ચે છે એમ જણાવ્યું હતુ હવે એ સ્વરૂપ આત્મા આપણે હોઈએ તો, જેમ સ્વરનો વિકાસ અનતગણો લખાય છે તેમ આપણા આત્માનો વિકાસ સ્વરની પેઠે અનતગણો થઇ શકે

જેમ ઘર અને ઘરધણી બન્ને ભિન્ન છે, અને એ ઘરધણીનો બાહ્ય વિકાસ એક પ્રકારે એ ઘર રચનામા છે, તેમ એજ ઘર ધણી જ્યારે રાજા–મહારાજા બને છે ત્યારે એનો બાહ્ય વિકાસ એના ઘરનો બાહ્ય વિકાસ પણ મહેલમા પરિણમે છે તોપછી આત્માની ભીતરમા રહેલા અનત ગુણોનો વિકાસ, થતા દેવો પણ એ માનવ આત્માને નમે તેમા શું આશ્ચર્ય ?

પરતુ આપણે શરીરને આત્મા માની તેની અઘોર અશાતના કરી છે મહારાજશ્રી આનદઘનજી કહે છે કે, શરીરને હું માનવુ એના જેવું બીજુ કોઇ પાપ નથી, સીતા ઉપર–જગદબા સીતા પર ખોટુ આળ ચડયું હતું તેમ આ શરીર આ લાલન એ હું છુ એ આત્મારૂપી પવિત્ર સીતાપર મોટુ આળ છે, અને સીતાના પરથી જેમ એ આળ નષ્ટ થયું–ઉતર્યું તેમ આપણું દેહાધ્યાસરૂપ આળ, આપણા પૂર્વ કર્મવડે, આપણાપર ચોટયું છે તે આ

ધર્મનો જે વિભાગ બતાવે છે તેને પરલોકવિદ્યા અથવા ( એસ્ટ્રેચોલોજી ) Estrchology કહેવામા આવે છે

અત્યારે વિશેષે કરીને હું જૈન બાધવોને સબોધી રહ્યો છું તથાપિ સર્વ ધર્મ વાળાએ પોતાના ધર્મ પ્રમાણે વ્યાખ્યાનના મતલબની યોજના કરી લેવી એમ લાલન પ્રાર્થના કરે છે

બધા વિષય-બધા ધર્મ વિષય કહેવા માડુ તો વ્યાખ્યાનનો પાર ન આવે, એટલુજ નહિ પરતુ સર્વ ધર્મનુ સર્વ જાણવા જેટલુ વ્યાખ્યાતામા, સામર્થ્ય પણ હોવાનો હાલ તો સભવ નથી તથાપિ પ્રસગ જોઇ, યથાશકિત તેમની પણ સેવા યત્કિંચિત્ કર્યા વગર રહેશે નહિ

સત્ય કે પરમાત્મા સામાન્ય જનોની, બુદ્ધિમા આવી શકે, એવુ એનુ સ્વરૂપ હોતુ નથી એ મહાન વિશાળ તત્વનો એક ઉદ્દેશ કે ભાવ તત્વશોધી સમજાય છે અને તેનો સાક્ષાત્કાર કરનાર બહુ વિરલ હોય છે, માટે પ્રથમ દરજ્જાના એટલે કે પોતાના ધમને, શ્રદ્ધાથી માનનારાએ અન્ય ધર્મોની સત્યતાના ન્યાયાધિશ થવુ એ હિતાવહ નથી વ્યર્થ કાળક્ષેપ છે ધર્મ શકિતનો વ્યર્થ વ્યય છે માટે શ્રદ્ધાળુ જનોએ તો વ્યર્થ વ્યય નહિ કરતા, ધર્મની શ્રદ્ધાનુ બળ, મહાપુરૂષે દાખવેલા તત્વને પામવામાજ યોજવુ જોઇએ

પ્રત્યેક ધર્મવાળા એમ માનતા જણાય છે કે-અમારો ધર્મ સર્વાંગ સપર્ણ છે અને બીજાબધા અપૂર્ણ છે ઘણ

સર્વસ્વ છોડી દઇ મોટા મોટા રાજપાટનો ત્યાગ કરી આત્માને સાધ્યો, જોયો, અનુભવ્યો, અને ત્યાર પછી આપણા કલ્યાણ માટે ઉપદેશ્યો. આપણે કાતો તેમનું કહેવું માન્ય રાખી વર્તવુ અથવા તો તેમણે બતાવેલા મારગે વિચરી, આત્માને જાણવો, જોવો અને અનુભવવો, સૂર્યોદય થાય અને છતા ઘુવડ ન દેખે, તેમાં સૂર્યનો શો દોષ?

તેમજ અધ્યાત્મ સૂર્યોદય જ્યારે ઉદય પામે, ત્યારે ઉત્તમ એવો મનુષ્ય પોતાના હૃદય ચક્ષુ કેમ બધ કરે?

પ્રત્યેક પૂર્ણ ધર્મમા ચાર બાબતનો નિર્ણય જોવામા આવે છે એ ચાર બાબતો આ પ્રકારે છે આ દશ્ય જગત એ શુ છે?

તેનો જેમા વિચાર કરવામાં આવેલો હોય છે તેને વિશ્વવિદ્યા કે કોસમોલોજી Cosmology કહે છે, જેમા ઇશ્વર એ શુ છે? એ જણાવવામા આવેલુ હોય છે તેને પરમાત્મ વિદ્યા '(બ્રહ્મવિદ્યા કે) થિઓલોજી ( Theology ) કહેવામા આવે છે જેમાં આત્મા એ શુ છે? શું કરી રહ્યો છે? અને શું કરવું જોઇએ? એ ધર્મના જે વિભાગમા જણાવેલુ હોય છે, તેને આત્મ—વિદ્યા અથવા (સાયકોલોજી) Psychholigy કહેવામા આવે છે અને આત્મા આ શરીરમાથી નિકળી ગયા પછી એ આત્માની શી શી સ્થિતિઓ થાય છે? એ

ભગવદ્‌ગીતા કહે છે કે–

" स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावह "

બાકી દેડકો, કાચબાને કહે કે–જગતનુ સર્વ જળ આજે કુવામા હુ છુ ત્યાજ છે, કાચબો કહે છે કે જે તળાવમા હુ હતો ત્યાજ જગતનુ બધુ જળ એકત્ર થયેલ હતુ એટલામા એવુ બન્યુ કે કાચબાને અને દેડકાને અ રખી સમુદ્રમા જવુ પડયુ ત્યાનુ માછલુ કહેવા લાગ્યુ કે–જળતો બધુ અમારા સમુદ્રમાજ છે, આ દ્રષ્ટાંત પરથી જણાશે કે–જળ સર્વમા છે તેમ ધર્મનો આત્મા સર્વમા છે જળ ત્રણે સ્થળમાથી એક સ્થળે પૂર્ણ નથી એમ શ્રદ્ધા માત્રથી જ્ઞાન અને અનુભવ વિના પૂર્ણ જગ ધર્મજળ સર્વથા જણાતુ નથી

વળી દેડકાને ઇષ્ટ, કુપજળ, કાચબાને ઇષ્ટ તડાગ જળ, અને મતસ્યને ઈષ્ટ સમુદ્રજળ તેમાજ રહી તેમણે પોતાની આત્મોન્નતી કરવી જોઈએ. ૧

---

૧ કેટલાક ધર્મ જીજ્ઞાસુ બાધવો તો એવા ભોળા હોય છે કે પોતાના ધર્મનું પણ સાંગોપાંગ જ્ઞાન પોતાને હોતું નથી તથાપિ અન્ય ધર્મના કોઇ અંશ જોઇ તેનાપર ટીકા કરી જાય છે એ કેટલું શોચનીય છે? તથાપિ એમ કરવામા પણ પોતાના ધર્મ ઉપરની શ્રદ્ધા દ્રઢતર થાય એ કુદરતનો હેતુ ખોટો નથી પ્રકૃતિની લીલા તો એજ છે

કરી આમ થવાનું કારણ એ હોય છે કે પોતાના ધર્મની
પોતાને જેટલી માહિતી હોય છે, તેવી અને તેટલી સચોટ
માહિતી અન્ય ધર્મની કહેનારને હોતી નથી અને તેથી
શ્રધ્ધાળુ ધર્મીષ્ટ પણ કોઇ કોઇ વેળા અન્ય ધર્મની
ખામીઓ ઉપર અણછાજતી અનિચ્છાએ પણ ટીકા કરતા
જોવામા આવે છે મારી ત્રીજોરીમા નાણુ કેટલુ છે, તેની
મને માહિતી હોય એ સભવિત છે પરતુ અન્યની ત્રીજો
રીમા કેટલુ નાણુ છે એવુ તો હું અનુમાન કરી શકુ અને
અનુમાન તો સત્ય હોય અને અસત્ય પણ હોય

મોટાભાગે દર્શનકારો પણ પોતાના દર્શનને દેખતુ
અને બીજાને આધળુ ગણાવે છે આના ઉપર હાથી અને
છ આધળાનું પ્રચલિત, દ્રષ્ટાત આપે છે આ દ્રષ્ટાતની
મતલબ બાળજીવોના માટે બહુ સારી છે કારણ કે
તેથી સ્વધર્મમા શ્રધ્ધાળુ જનોની એકાગ્ર થાય અને
પરધર્મમા ડોકીયા કરી પોતાનુ ધાર્મિક બળ વ્યર્થ ન
ગુમાવે

જે મનુષ્ય એકજ સ્થળે સતત પ્રયત્ન કરી પોતાનુ
બળ સર્વશ ખોદવામા વાપરે છે, તો કુવામાથી જળને
પામે છે, પરતુ પોતાના ધર્મમાં અશ્રધ્ધા રાખી, જે અહિ
તહિ ભટકયા કરે છે, તેમને ધર્મ-જળ મળશે કે કેમ ?
એ સશયવાળુ છે માટે શ્રધ્ધાથી ધર્મને પ્રાપ્ત કરનારે તો
પોતાના ધર્મને માનવો એ શ્રેયસ્કર છે, આટલા માટે

પામે છે માટે શ્રી નેમિનાથ ભગવાનના ઉપદેશેલા ચારિત્ર મુજબ પાળી શકાય તો છએ દર્શનની આરાધના કરવી એજ તેનું કર્તવ્ય છે

દર્શનનો અભ્યાસ કરતા તત્વ કેવી રીતે જણાય અને બુધ્ધિ શાંત થઇ એકાગ્રતા કેમ પામે ? તે માટે થોડા ઉદાહરણો લઇએ કે જેથી ઉપર ઉપરથી જોનારને જ્યા વિરોધ ભાસે છે તે વિરોધ નથી પણ વિવિધ છે તેઓની માન્યતામાં વિરોધતા નથી પણ વિવિધતા છે ધે હેવ નો ડીફ્રરન્સીઝ બટ હેવ વેરાઇટીઝ ( They have no differences but have varaeties )

સૌદર્ય—

આ અમેરિકાના બોસ્ટન નગરની કોલેજમા ભાષણ આપવાની પૂર્વે, ત્યાની પ્રોફેસરેર્સ બાઇએ વાતચીત થતા કહ્યુ કે-ચાઇના લોકો હજુ પણ કેવા જંગલી છે ? કે ત્યાની સ્ત્રીઓનો પગોને મજબુત પાટાબાધી બહુજ ટુકા કરી નાખે છે ભાષણમા દ્રષ્ટાંત આપતા જણાવવું પડયું કે જોઇએ તો પૂર્વમા આવેલા મારા ચાયનીઝ બહેનો હોય, અને પશ્ચિમમા આવેલા મારા યુરોપીય, કે અમેરીકન બહેનો હોય એ ઉભય પ્રકારની બહેનોને “સુંદરતા” પ્રિય હોય છે ચાયનીઝ બ્હેનો પગને ટુકા કરી પોતાનુ સૌદર્ય પ્રકટ કરે છે ત્યારે યુરોપીય અને અમેરિકન બ્હેનો કોરસેટો વડે પોતાની કમરોને હદ ઉપરાંત ટુકી કરી

માટે શ્રદ્ધાના ક્ષેત્ર ઉપર જેમ લાભ અલ્પ છે,તેમ જોખમદારી પણ અલ્પછે જ્ઞાનના ક્ષેત્રમા જેમ લાભ વિશેષછે,તેમ જોખમદારી પણ વિશેષ છે માટે તત્ત્વ જીજ્ઞાસુએ, શ્રદ્ધાનું ક્ષેત્ર છોડતા પૂર્ણ વિચાર કરવાની જરૂર છે કારણ કે શ્રદ્ધા જાય અને જ્ઞાન ન મળે તે તમને અને વ્યાખ્યાતાને પાલવતુ નથી માટે શ્રધ્ધાને જ્યા સુધી ધર્મજીવનમા બાળપણુ હોય, ત્યાસુધી છોડવી નહિ અને ધર્મ-જીવન તરૂણાવાસ્થા પામે ત્યારે પણ શ્રધ્ધાપૂર્વક જ્ઞાનભૂમિમા ચડવા પ્રયત્નશીલ થવુ એ કાળે જેમ જેમ જ્ઞાન મળશે તેમ તેમ ઉચ્ચતર શ્રેણીના સોપાનો ચડાશે અને શ્રધ્ધા તે વખતે ઉચે ચડાવવામા સહાયકારક બની રહેશે

બુધ્ધિને-ચિત્તને શાત કેવી રીતે કરવુ કે જેથી દર્શન દર્શનમા પરસ્પર જે વિરોધ જણાય છે તે વિરોધ નથી પણ વિવિધ દ્રષ્ટિ છે એકજ સત્યને એકજ આત્મતત્વને અન્યદ્રષ્ટિએ જોઇ પોતાની દ્રષ્ટિનું ફળ પ્રકટ કરે છે આમ જોનાર શાત દ્રષ્ટિવાળા શ્રીઆનદઘનજી મહારાજે ગાયું કે,—

" ષડ્ દર્શન જીન અગ ભણી જે
ન્યાસ ષડગ જો ધારેરે
શ્રી નિમી જિનના ચરણ ઉપાસક, ષડદર્શન આરાધેરે"

શ્રી જિનેશ્વર ભગવાનરૂપ જિનેશ્વરના છ દર્શનો તે છ અગ છે હવે જો એ દર્શનો પ્રભુના ભિન્ન ભિન્ન અગો ઉપર સ્થાપીએ તો છએ દર્શનો જિનધર્મમા સમાવેશ

જીનું કહેવું ખરૂ છે—અને હિંદુસ્તાનમા બ્રાહ્મણો માને છે અને મનાવે છે કે ગંગાસ્નાનથી પાપનો નાશ થાય છે

ક્રીશ્ચીયનો બેપ્ટીઝમ જે પાણીના હોજમા પુરૂં ડબોળીને લે છે અને જે ક્રિયા પાદરી કરાવે છે, એથી પણ પાપનો નાશ થાય છે, કેટલાએક ક્રીશ્ચીયનો જ્યોર્ડન નદીમા સ્નાન કરે, કેટલા એક મનુષ્યો શેત્રુંજીમા સ્નાન કરે અને કેટલા એક ગંગામા સ્નાન કરે તો શરીરના પાપ એટલે શરીરનો મેલ તો જાય.

હવે જો બાઇબલના વચનોમા શ્રદ્ધા હોય, અને તે વચન પૂર્વક બેપ્ટીઝમ એટલે સ્નાન કરવા કરાવવાની વિધિ પાદરી સાહેબ કરાવતા હોય, અને અનુષ્ઠાન કરનાર ક્રિશ્ચીયન પૂર્વે કરેલા પાપનો પશ્ચાતાપ કરી હવે નહિ કરવા પ્રભુ સાક્ષીએ નિર્ણય કરી બેપ્ટીઝમ લે તો, એના હૃદયના પાપનો પણ નાશ થાય, એજ પ્રકારે બ્રાહ્મણોથી હિંદુઓને કરાવાતા ગંગાસ્નાન વેળાએ ગંગાસ્નાન કરાવવા પૂર્વે પોતાના પૂર્વ પાપનો પશ્ચાતાપ કરી, હવેથી પાપ નહિ કરવાનો નિશ્ચય કરી, વેદોચ્ચાર, વેદના ધ્વનિ અને મંત્રો સહિત ગંગાસ્નાન કરે તો તેના હૃદયના પાપનો પણ નાશ થઇ આત્મા પવિત્ર થાય

આમા પવિત્રતા, કે અખિલ માનવ જાતનુ લક્ષ્ય છે, અને ક્રીશ્ચીયનો બેપ્ટીઝમ લઇને, કે જોર્ડન નદીમા

સૌંદર્ય રચે છે પૂર્વમા પગ ટુકા કરીને અને પશ્ચિમમા કમરને ટુકી કરીને, જ્યારે એકજ સૌદર્યને સર્વ વ્હેનો દાખવી રહે તો તેમાં વિરોધ શો છે?

આવો વિવિધતાને તમે વિરોધ કહેશો શું?

હવે વિવિધતા એ સૌદર્ય છે? કે બધી વ્હેનો પછી પશ્ચિમની હો પૂર્વની તે પગને જ ટુકા કરી નાખે કે કમરનેજ ટુકી કરી નાખે તેમાજ સૌદર્ય કે સુધરેલા પણુ છે?

ઘ પૂર્વમા સ્ત્રીઓ પોતાના મસ્તક ઉપર અમે લલાટે સુવર્ણ અને મોતીઓની માળાઓ પહેરી, અને પશ્ચિમની વ્હેનો પોતાના મસ્તક પર પક્ષિઓ અને પુષ્પોના સ્રગ્ધ સ્થાનો મસ્તક પર રચે એમા, સર્વ વ્હેનોને સૌદર્ય સિવાય બીજા શાનો ખ્યાલ આવે છે! સૌદર્ય સુવર્ણ, મોતીની તાતો વડે, અને સૌદર્ય પુષ્પ અને પક્ષીના પીંછા વડે, રચવું એમા વિરોધ કયા છે? એતો રચનાની વિવિધતા છે પનિશ્રેતા —

હિંદુસ્તાનમા વસી આવેલા અમેરીકન પાદરણ વ્હેને અમેરીકામા ભાષણ કરતા એવુ જણાવ્યું કે—હિંદુસ્તાનમા વસતા બ્રાહ્મણો–લોકોને એમ સમજાવે છે કે—ગગામા સ્નાન કરશો એટલે તમારા પાપો પોવાઇ જશે ભાષણ થઇ રહ્યા બાદ જ્યારે કહેવામા આવ્યું કે, તમારે કાંઇ બોલવું છે! ઉત્તર આપતા વકતાએ કહ્યું કે—પાદરી

તત્વજ્ઞાન, આપણા મગજમા સ્થિરતા પામે એના માટે હવે આપણે એક દ્રષ્ટાંત લઈશું એક આમ્રવૃક્ષ છે, આ વૃક્ષ તરફ જ્યારે દ્રષ્ટિ કરીએ તો વૃક્ષના મુગીયા તેનું થડ, તેની શાખાઓ, તેની પ્રતિશાખાઓ તેના પર આવેલાં પત્રો-પુષ્પો-(મોરો) અને આમ્રફલો આમ સર્વ ભિન્ન ભિન્ન એકજ વૃક્ષના અવયવ તરીકે જણાશે, એજ પ્રકારે, ધર્મ વૃક્ષનુ પણ તત્વ સમજી શકાય એવુ છે, ધર્મ વૃક્ષના પણ જૂદા જૂદા અંગો જોવામા આવે છે કોઈ તો વૃક્ષના મૂળ હોય તેમ ધર્મને માનનારા હોય છે, જેમકે હિંદુ ધર્મમા માનનારા વેદોને માને છે તેમ કોઈ વૃક્ષની શાખાની પેઠે, ધર્મના સમ્રદાયોને માનનારા હોય છે, જેમકે જે અદ્વૈત વેદાંત વૃક્ષની ત્રણ શાખાઓ, એટલે કે શ્રી રામાનુજનો વિશિષ્ટાદ્વૈત, શ્રી વલ્લભનો શુદ્ધાદ્વૈત અને શ્રી શંકરાચાર્યનો કેવલાદ્વૈત એ અદ્વૈતવૃક્ષની શાખા હોય એવા લાગે છે અને શાખા ઉપર જેમ ફળો હોય તેમ એકજ અદ્વૈતને વિવિધ પ્રકારે સર્વ વેદાંતીઓ સાધતા હોય એવું જોવામા આવે છે વૃક્ષનાં મૂળ, સ્થળ શાખા, પ્રતિશાખા, પર્ણ, પુષ્પ અને ફળો જુદા હોવા છતાં પણ છેક મુળથી માંડીને સર્વત્ર રસ વ્યાપી રહેલો હોય છે, તેમ વેદાંત સર્વ વેદાંતીઓમા રસો વૈ સઃ એવો અદ્વૈત આત્માનો સિધ્ધાંત આંતર દ્રષ્ટિથી જોતા જણાય છે

આજ પ્રકારે જૈન ધર્મ રૂપ વૃક્ષમા પણ તેવી ત્રણ

સ્નાન કરીને, હિંદુઓ ગંગાસ્નાન કરીને, ધર્મમંત્રોમા શ્રધ્ધા પૂર્વક જે ક્રિયાઓ જુદા જુદા જળથી કરે છે તેમા વિરોધ કયા છે ? આ તો પવિત્રતા પ્રાપ્ત કરવાની વિવિધ વિધિઓ છે હવે કોઈ એવી દલીલ કરે કે-અમુક નદીમા ન્હાવાથીજ પાપો જાય-અમુક હોજમા સ્નાન કરવાથીજ પાપો પલાયન કરે-નો એમ જણાય છે કે-સર્વ મનુષ્યો એક સ્થળે ન્હાવાથી એ જળાશય-પણ મલિન થશે માટે પાપ મુક્તિની ઈચ્છા રાખનારે મનુષ્યો પોતાના ધર્મની આજ્ઞાનુસાર ભક્તિપૂર્વક સ્નાન કરવું એટલે અન્ય માનવ બન્ધુ જે અન્ય સ્થળે ભક્તિ પૂર્વક સ્નાન કરે છે, તેનુ અનુસંધાન આંતરિક રીતે માનવ જન્મમા થયા કરે છે[૧]

આ પ્રકારે સમભાવ જ્યારે મંધાય, ત્યારે જણાશે કે-જગતમા વિરોધ નથી-જગતના ધર્માનુષ્ઠાનોમા વિરોધ નથી પણ તેમા વિવિધતા છે અને તે સઘળાનું સાધ્ય એકજ છે કળાની દ્રષ્ટિએ જોતાં વિવિધતામાં સૌંદર્ય છે, માટે પોતાનું સૌંદર્ય સાચવતાં અન્યના સૌંદર્યને પોતાના સૌંદર્ય સાથે જોડી ઇંદ્ર ધનુષ્યના વિવિધ રંગોનો જેમ અનુભવ કરીએ છીએ તેમ અનુભવ કરવો એ માનવ જનતાને હિતકારક છે

---

૧ Ideal વિચારનુ લક્ષ્ય એકજ હોવાથી તેઓનું અનુસંધાન અજાણમા પણ થયા કરે છે

ભૂમિકાપરથી ચડીને તત્વજ્ઞાનની ભૂમિકાપર આવતા જ્ઞાન દ્રષ્ટિ ક્ષેત્ર એટલુ બધુ વિસ્તારે છે કે—તેથી જણાયેલા સત્યમા આગ્રહ બધાઈ જાય છે એટલે આ એકામતાના સત્યમા પણ આપણી એકતા—આગ્રહવાળી દ્રષ્ટિ ન થાય એટલે એકાગ્રતાનો નિરોધ કરા આત્માનો સાક્ષાત્કાર કરવા સમ ભાવ કેળવવો જોઈશે

તત્વ વિદ્યાથી સાધકને તોષ થશે, પણ સતોષ નહિ વિશાળ સત્યનુ એક કોણ, દ્રષ્ટિગોચર થશે પણ સર્વ સત્ય નહિ અખડ સત્ય નહિ, અને એ અખડ આત્માતો પૂર્ણ પરમાત્માનો અધ્યાત્મ વિદ્યાવડે, આત્મામા પ્રવેશ કરવા વડે પ્રાપ્ત થાય છે

આ અધ્યાત્મ ઉપાયને માટે શાસ્ત્રયોગ અસખ્ય છે અને તેમા ધ્યાન યોગ શિરોમણિ છે યોગ કે ધ્યાન વડે જે જ્ઞાન સૂર્યોદય થાય છે તે સૂર્ય આપણે જે આ સૂર્યને દેખીએ છીએ તેના માફક અસ્ત પામતો નથી, પરતુ તે સદા—સર્વદા ઉદય થયા પછી પ્રકાશી રહે છે જેમ આપણે રાત્ર-દિવસ, અધકાર ને પ્રકાશ પૃથ્વી પર જોઇએ છીએ તેમ નહિ પરતુ આપણે જાણે સૂર્યના વિમાનમા રહેતા હોઇએ તો પછી રાત્રી કે અધકાર બીલકુલ હોય નહિ, તેમ યોગ વડે, ધ્યાન વડે, દેખાતા આત્મામા શાશ્વત દિવસના પેઠે સદા જ્ઞાન સૂર્યોદયનો આપણે અનુભવ કરીએ છીએ

શાખાઓ રૂપ દિગમ્બર જૈનો, મૂર્તિદ્વારાએ શ્વેતાબર જીનેશ્વર પૂજકો, અને માનસપૂજા વડે એજ જીનેશ્વરને માનનારા સ્થાનકવાસીઓ જૈનધર્મની જુદી જુદી શાખાપર આવેલા સઘળા જૈનો છે જેમ શાખાને પ્રતિશાખાઓ હોય છે તેમ-સપ્રદાય રૂપ શાખાને પણ ગચ્છો સઘાડાઓ રૂપ પ્રતિશાખા હોય છે, તથાપ વૃક્ષમા સર્વત્ર રસ હોય છે તેમ જૈનતા રૂપ વૃક્ષના ફ્લોરૂપ આ જૈનોમા પણ-સર્વત્ર અહિંસા-દયા-સમભાવ રૂપ રસ તત્વદ્રષ્ટિએ જોવામા આવે છે

આ દ્રષ્ટિએ જોતાં એકજ ધર્મના જૂદા જૂદા સપ્રદાયો ગચ્છો અને સઘાડાઓમાં વિરોધ કયા છે? વિવિધતા સર્વત્ર જોવામા આવે છે અને વિવિધતામા-માળાઓના મણકાઓમા દોરી હોય તેમ એકતા સર્વત્ર અનુસ્યૂત રહેલી દેખાય છે આ પ્રકારે તત્વજ્ઞાનની દ્રષ્ટિએ જોતા આ વડે, એટલે વિક્ષિપ્ત મનની ચચળ અવસ્થા જઇ એકાગ્રતા સાધકને પ્રાપ્ત થતી જણાશે એકાગ્રતાની મનુષ્યને જરૂર એટલા માટે છે કે એ એક વિચાર પણ જ્યારે સુદૃઢ કરવામા આવે છે ત્યારે ચિત્તરૂપી સરોવરનુ મનોજળ શાત અને સ્થિર થઇ જાય છે, અને તે વખતે જેમ જળાશયમા સૂર્ય-ચદ્રનું પ્રતિબિબ અને તેનો શાંત પ્રકાશ સર્વત્ર દ્રષ્ટિગોચર થાય તેમ મન ભિન્ન-તેમના મોળાથી ભિન્ન તેમાં પ્રતિબિબ પડે તેવી રીતે આત્માનો સાક્ષાત્કાર કે દર્શન થશે જેમ શ્રધ્ધાની

મૂર્તિપૂજા કરનાર દેખાતુ નથી, આશ્ચર્ય તો એ છે કે જે મૂર્તિદ્વારા પ્રભૂ પૂજન કરી રહ્યા છે તે પણ પોતાને મૂર્તિ પૂજક કહેતા શરમાતા નથી દાખલા તરીકે–

વક્તા એ મુંબઈમા આવેલા ભૂલેશ્વરના મંદિરમાં આ પ્રમાણે ભુલેશ્વર મહાદેવની સ્તુતિ કરતા બ્રાહ્મણ મિત્રને જોયો સાંભળ્યો એના સ્તવનમા-દર્શનમા મનમા મૂર્તિનુ બીલકુલ વર્ણન નહી હતુ કે ભુલેશ્વર મહાદેવ ! તને અમુક કડીઆએ ઘડયો છે, અમુક ખાણમાંથી તને ખોદી કાઢયો છે, અમુક સલાટે તને લબગોળ બનાવ્યો છે, એવા અપમાન સૂચક શબ્દો પણ તેના સ્તોત્રમા નહિ હતા તો પછી તેના મનમા કે હૃદયમા મૂર્તિ કે પ્રતિમા તો કયાથીજ હોય, એનો આત્મા તો જે ભુલેશ્વર મહાદેવનુ દર્શન કરી રહ્યો હતો, એ જ ભુલેશ્વર મહાદેવનુ અવર્ણનિય વર્ણન પણ આ પ્રમાણે કરવા પ્રયત્ન કરતો હતો;—

હે ! પરમાત્મા, હે ! ઈશ્વર મેરૂ પર્વત જેટલી થોડી શાહી લઉં, સમુદ્ર જેવડો નાનો શો ખડીઓ કરૂં, સ્વર્ગ લોકમા આવેલા સઘળા કલ્પ વૃક્ષોની કલમો બનાવુ, અને પૃથ્વી જેટલો નાનો કાગળ લઈને હું તો શું પણ સાક્ષાત સરસ્વતી પણ તારા ગુણોનુ સદા વર્ણન કર્યા કરે, તો પણ હે ઈશ તારા ગુણનો પાર પામી શકાય નહિ ?

આમા પ્રતિમા કે મૂર્તિનુ વર્ણન કર્યાં આવ્યું ? આ

જોશી લોકો આપણને ધ્રુવનો તારો દેખાડવા જ્યારે પ્રયત્ન કરે છે, ત્યારે એ તારો બહુજ બારીક હોવાના લીધે આપણને પ્રથમ અરૂંધતીનો તારો બતાવે છે અને એ અરૂંધતીના તારાની આસપાસ જોતા આપણે પોતે ધ્રુવનો તારો શોધી કાઢી તેનો સાક્ષાત્કાર કરીએ છીએ

આજ પ્રકારે ગુરૂ કે-શાસ્ત્રથી આપણે છેક આત્માની નજદીક તેમણે દેખાડેલા માર્ગ પર પ્રવર્તતા આવી પહોચીએ છીએ, પરતુ એટલે સૂધી આવ્યા પછી યોગ શાસ્ત્રમા કહેલ પ્રથમ સવિકલ્પ, અને પછી નિર્વિકલ્પ ધ્યાન કરી કર્મથી છુટી-મુક્ત થઇ આપણે આત્માનો અનુભવ કરવાને શક્તિવાન બનીએ છીએ સવિકલ્પ ધ્યાન સાલબન અને નિરાલબન એમ બે પ્રકારનું હોય છે સાલબન ધ્યાનમા પ્રતિમાનું-પ્રતિકનું આલબન લેવું પડે છે આવા સ્થૂળ આલબન વિના ચિત્તને સ્થિર કરવુ તે સામાન્ય મનુષ્યથી બનતું નથી આ જગોએ વક્તાને કહેવુ પડે છે કે, -ધર્મ જગતમા વિધિ વિધાનના જગતમા એવા જે બે વર્ગ ગણાય છે કે જેમાના એકને મૂર્તિપૂજક કહે છે અને બીજાને માનસપૂજા કરનાર તરીકે ઓળખાવવામા આવે છે તથાપિ પૂજા તો મનુષ્ય પોતાના ઇષ્ટનીજ કરે છે વક્તાનો પ્રવાસ યૂરોપ અને અમેરીકામા થયો, અને હિંદુસ્તાનના ઉત્તરથી દક્ષિણ સૂધી, અને પૂર્વથી પશ્ચિમ સૂધી તથાપિ તેમની ઓગણોતેર વર્ષની તરૂણાવસ્થા સૂધીમા તો કોઇ

પરિશિષ્ટ—શ્રી ઉમાસ્વાતિ સ્વામિના તત્વાર્થાધિગમ સૂત્રના પ્રથમ અધ્યાયના પ્રથમ સૂત્રનો આ વ્યાખ્યાન, વર્તમાન દેશકાલની ભાષામા અનુવાદ છે એટલે કે

સમ્યગ્દર્શનજ્ઞાન ચારિત્રાણિ મોક્ષ માર્ગ ।

આ સૂત્રમાના સમ્યગ્દર્શનની જગ્યાએ શ્રદ્ધા, સમ્યકૃજ્ઞાનની જગ્યાએ જ્ઞાન અને સમ્યક્ ચારિત્રની જગ્યાએ અનુભવ કે સાક્ષાત્કાર એ પર્યાયો-શબ્દો જૈન પરિભાષા-હાલની ભાષા મા સમજાય તેટલા માટે યોજવામા આવ્યા છે તેજ પ્રકારે જૈનેત્તર શાસ્ત્રમા જેને ભક્તિયોગ કહે છે તેને જૈનશાસ્ત્રમા સમ્યકૃદર્શન, જેને જ્ઞાનયોગ કહે છે તેને સમ્યકૃજ્ઞાન, અને કર્મયોગ કહે છે તેને સમ્યક્ચારિત્ર કહેવામા આવતા હોય એવુ અનુમાન થાય છે માટે શ્રોતૃ વર્ગના શ્રોતાઓને પોતા-દર્શન કે શાસ્ત્રને આ શબ્દોમા ગોઠવવા કે જેથી હાલમા સમજવુ સરલ થઇ રહે

——o——

વક્તાના હાથમા આવેલા દસ રૂપિઆ તમને દેખાય છે કે કાગળનો કટકો ?

શ્રોતૃમંડળમા આવેલા એક શ્રોતા કહે છે કે–એના કરતા સારા કાગળ આપવા છતાં પણ તમારા હાથમા રહેલા દસ રૂપિઆ, અમને કોઈ આપતુ નથી આજ પ્રકારે જ્યારે આપણે આ નોટ કે કાગળના કકડામા દસ રૂપિઆને દેખી રહ્યા છીએ તેમ-મંદિરમા જે ભક્ત ધર્મ અનુષ્ઠાન કરી રહ્યો છે, તે પ્રભુનુ દર્શન કરે છે, પ્રભુનુ પૂજન કરે છે, પ્રભુનુ ભજન કરે છે, કારણ કે–એ ભક્ત જનનો આત્મા પ્રભુને દેખી રહયો છે આ ઉપરથી એમ કહેવુ કદાચ ઉચિત લાગે કે કેટલાએક મન વડે, સ્મરણ વડે, પ્રભુપૂજન કરે છે, અને કેટલાએક મન વડે, સ્મરણ વડે, અને તે ઉપરાત મુર્તિદ્વારાએ પામવા એનીજ પૂજા કરે છે, જાપ કર્યા કરે છે, સ્તુતિ કરે છે, આજનું વ્યાખ્યાન આપણે વ્યવહારે અહીં રાખશું પણ વિચારે તો તે ચાલુ ત્યા સૂધી રહેશે કે જ્યા સૂધી આત્મદર્શન કરીએ

---

सम्यग्दर्शन ज्ञान चारित्राणि लिख्यते

લડન નગરી ક્યાં છે—ઇંગ્લાંડમા
આત્મપુરી કયા છે—શરીરમા

લડન કેવું છે? હાલ જણાવેલી પૃથ્વીનું તે રાજ-નગર છે તેમાં ૭૦ થી ૮૦ લાખ માણસો વસે છે, અને ત્યાંના મનુષ્યો દુનિયાના ત્રીજા ભાગ પર રાજ્ય સત્તા ચલાવે છે

આત્મજ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, આનદ, સૌદર્ય આદિ ગુણોથી શાશ્વત અને સ્વાભાવિક ગુણોવાળો છે, અને જે ત્રણે જગતમા પોતાની સત્તા ચલાવે છે, અર્થાત્ પાતાળમા, મધ્ય લોકમા અને સ્વર્ગમા પણ જેનું સામ્રાજ્ય ચાલે છે, એ આત્મા કયા છે? તો પૂર્વે કહ્યું તેમ શરીર ભૂમિમા છે

લડન લગી જવાને શું કરવું જોઇએ? હિદની ભૂમિ છોડવી જોઇએ તેમ આત્મપુરીએ પહોચવાને શુ કરવુ જોઇએ? ભ્રમભુમિને છોડવી જોઇએ.

ભ્રમ તે શું? જે ન હોય તેને તે માનવુ પોતે પકડાએલો ન હોવા છતા, કોઈ રોકનાર નહિ છતા એમ માની લેવું કે હું પકડાયો છુ, મને કોઈ રોકે છે તેજ પ્રમાણે આત્માનુભવ થવામા તમે એમ જાણતા હો કે અમને શરીર અને કષાય રોકે છે, તો તેમ નથી એ કેવળ ભ્રમ છે ભ્રાન્તિ છે જૈનતત્વસારમા ભ્રમના બે ઉદા-

। ॐ नम अन्तर्यामिणे।

# आत्माज्ञानना प्रवेश करवानो सहज उपाय.

लेखक —कर्ता

જેમ નકશામા લડન દેખાડવામા આવ્યા પછી લડન નગર જવું સરલ પડે છે તેમા શાસ્ત્રમા આત્મસ્વરૂપ કેવુ છે અને કયા છે તે દેખાડેલુ હોવાથી આત્મ નગરરૂપ લડનનો પ્રત્યક્ષ અનુભવ થાય છે જેમ નકશામા લડન દેખાડયા પછી આપણે જમીન પર લડન ભણી ગમન કરીએ છીએ તેમ શાસ્ત્રમા આત્મા દેખાડયા પછી શરીર રૂપી જમીન ભણી ગમન કરવું જોઇએ વળી લડન પહો ચતા પદર રાત્રિ અને પદર દિવસ થાય છે, તેમ આત્મા રૂપી નગરી કે શિવપુરીમા પહોચતા ત્રીશ ઘડી એટલે પદર સામાયિક જેટલો વખત લાગે છે જેમ લડન જતા રસ્તામા જમીન અને પાણી આવે છે, તેમ આત્મનગરીમા પહોચતા વચમા ઇન્દ્રિયજન્ય જ્ઞાન અને મનોજન્ય જ્ઞાન આવે છે જયારે પાણી અને જમીનને ઓળગીએ, ત્યારે લડન નગરીના દર્શન થાય છે, તેમ ઇન્દ્રિયજન્ય અને મનોજન્ય જ્ઞાનને ઓળગતા અનુભવ જ્ઞાન વડે આત્મ દર્શન થાય છે

શુક તેના પર જઈ બેસે છે અને એ સંસાર ચક્રની વિષય વાસના તરફ જાય છે, અને પોપટની માફક સમજી લે છે કે હું ફસાયો છું, હું પાસમા છું જેમ પોપટ કારેલાને ઇષ્ટ ગણી, ભમતો હતો, તેમ આ વિષયોને ઇષ્ટ ગણી ભમે છે પરંતુ જો એ મનરૂપી પોપટ વિષય વાસનારૂપ સંસાર ચક્રની નાયડીપરથી ઉડી જાય, તો તે હાલજ મુક્ત છે, કાલ નહી, પણ હાલ

વળી એજ જૈન તત્વસાર પુસ્તકના કર્તા શ્રી સુરચંદ્ર સૂરી મર્કટ ભ્રમનું ઉદાહરણ નીચે પ્રમાણે આપે છે–

મર્કટ (વાદરા)ને પકડવા માટે ચણા ભરેલું એક પાત્ર–વાસણ મૂકવામા આવે છે ત્યા ચણા ખાવા માટે મર્કટ આવે છે, અને પાત્રમા હાથ નાખી ચણાની મુઠી વાળી કાઢવા જાય છે, પણ પાત્રનું મુખ નાનું હોવાથી મુઠી વાળેલો હાથ નીકળતો નથી ત્યારે મર્કટ કોઈએ પકડેલા ન છતા ભ્રમથી અંદરથી પકડાયો છે, એવું માની ચીંચીં કરવા લાગે છે એટલે તેને પકડવાવાળા આવી બાંધી લે છે પણ જો ભ્રમ રાખ્યા વગર મુઠી વાળેલી છોડી દઈને મર્કટ ચાલ્યો જાય, તો બંધનમા–ફાસમાં આવતો નથી"

આજ પ્રકારે મનરૂપી મર્કટ સંસારરૂપી પાત્રમા વિષયોરૂપી ચણાને વાસનારૂપી હાથવડે પકડવા જાય છે, અને પોતે તેને પકડીને પોતાને પકડાયલો માને છે પરંતુ જો

હરણો આવે છે, અને તે પુસ્તકરૂપ નકશાને ચિતરનાર શ્રી સુરચદ્ર વાચક મહારાજ આત્મા કયા, અને કેવો છે તે પણ કહે છે આત્મા કેવો છે તેને માટે લખે છે કે, તે શુદ્ધ છે, બુદ્ધ છે, નિરજન છે (એટલે કર્મમલ તેને સ્પર્શ પણ કરતો નથી) તેમજ જ્ઞાનમય, દર્શનમય, ચારિત્રમય, વીર્યમય, ઉપયોગ મય, આનદ સ્વરૂપ, સૌદર્ય રૂપ છે ભ્રમ શું? તેને માટે નલિનીશુક અને મર્કટના બે ઉદાહરણો આપેલા છે

"શુકને (પોપટને) પકડવાને માટે ઝાડ ઉપર એક ચક (પૈડું) ગોઠવવામા આવે છે અને એ ચકની કર્ણિકા (નલીની-નાયડી) ઉપર એક કારેલું મૂકવામા આવે છે કારેલું પોતાનું ભક્ષ્ય છે, એવા ભ્રમથી શુક ત્યા આવીને બેસે છે, અને શુકના બેસવાથી તે ચક્ર ભમવા માડે છે, ત્યારે શુક પોતે પકડાયેલો નહિ છતા ભ્રમથી પકડાયો છુ અથવા પાસ [ફાસા]મા નખાયો છુ એવું માની લઇ, ચકની સાથે પોતે પણ ભમવા લાગે છે, એટલુંજ નહિ પણ ચક્રને પોતાનું ઇષ્ટ ગણી વળગી રહીને ચુ ચુ કરે છે, એટલે તેને પકડવાવાળા આવીને બાધી લે છે પણ તે વખત જો ભ્રમ-શકા રાખ્યા વગર શુક ઉડી જાય છે તો મુક્ત થાય છે બધનમા આવતો નથી"

આજ પ્રમાણે સસાર એ ચક્ર છે તેમા કર્ણિકા એ વાસના તેના ઉપર વિષયોરૂપ કારેલાં મૂકેલા છે મનરૂપી

શુક તેના પર જઇ બેસે છે અને એ સસાર ચક્રની વિષય વાસના તરફ જાય છે, અને પોપટની માફક સમજી લે છે કે હુ ફસાયો છુ, હુ પાસમા છુ જેમ પોપટ ફારેલાને ઇષ્ટ ગણી, ભમતો હતો, તેમ આ વિષયોને ઇષ્ટ ગણી ભમે છે પરતુ જો એ મનરૂપી પોપટ વિષય વાસનારૂપ સસાર ચક્રની નાયડીપરથી ઉડી જાય, તો તે હાલજ મુક્ત છે, કાલ નહી, પણ હાલ

વળી એજ જૈન તત્વસાર પુસ્તકના કર્તા શ્રી સુરચદ્ર સૂરી મર્કટ ભ્રમનુ ઉદાહરણ નીચે પ્રમાણે આપે છે –

મર્કટ ( વાદરા )ને પકડવા માટે ચણા ભરેલુ એક પાત્ર–વાસણ મૂકવામા આવે છે ત્યા ચણા ખાવા માટે મર્કટ આવે છે, અને પાત્રમા હાથ નાખી ચણાની મુઠી વાળી કાઢવા જાય છે, પણ પાત્રનુ મુખ નાનુ હોવાથી મુઠી વાળેલો હાથ નીકળતો નથી ત્યારે મર્કટ કોઇએ પકડેલા ન છતા ભ્રમથી અ દરથી પકડાયો છે, એવુ માની ચીંચીં કરવા લાગે છે એટલે તેને પકડવાવાળા આવી બાધી લે છે પણ જો ભ્રમ રાખ્યા વગર મુઠી વાળેલી છોડી દઇને મર્કટ ચાલ્યો જાય, તો બ ધનમા–ફાસમા આવતો નથી ”

આજ પ્રકારે મનરૂપી મર્કટ સસારરૂપી પાત્રમા વિષયોરૂપી ચણાને વાસનારૂપી હાથવડે પકડવા જાય છે, અને પોતે તેને પકડીને પોતાને પકડાયલો માને છે પરતુ જો

મનુષ્ય વાસના છોડી દે તો તેની વિવેક બુદ્ધિમા એવું બળ છે કે પૂર્વ કર્મથી બધાયેલો હોવા છતા વાસનાથી મુક્ત થવાથી તેના બાહુઓ કર્મને તોડી મુક્ત થઇ જાય છે

मनएव मनुष्याणा कारण बध मोक्षयोः ॥

શાસ્ત્રમા કહે છે કે આત્મા એ નિરંજન છે, મુક્ત છે, જ્ઞાનસ્વરૂપ છે, અને માત્ર મનથી એમ જાણે છે ભૂલે છે કે મને બધ અને મોક્ષ છે, એટલા માટે ઉપરનું વાક્ય કહે છે કે બધ અને મોક્ષનું કારણ મન છે એ મનને વશ કરવાની વિદ્યાને યોગ કહે છે યોગ અસખ્ય છે તેમાં રાજયોગ કે જ્ઞાનયોગ મુખ્ય છે આપણે એટલા માટે એક યુક્તિ કરીએ અને તે યુક્તિવડે જેમ કેટલાકને અનુભવ થયો છે તેમ જેને જેને એ દ્રષ્ટાત લાગુ પડે, તેણે સ્થિર થઈ બાહ્ય–આતર વિચારોને રોકી અનુભવ કરવો

ધારોકે પ્રશામથી–અહીંથી છન્નું હજાર માઈલ દૂર એક પારણું છે પારણામા સુતેલું બાળક આકાશભણી નજર કરી હસ્યા કરે છે સમજો કે એ પારણામા સુતેલુ બાળક લાલન છે–શરીર છે પારણું એ મન છે પારણાને બાધેલી દોરી જે પ્રશામના હાથમાં છે એ તેની વાસના છે અને એ વાસનારૂપી દોરી પ્રશામ પૃથ્વી ઉપરથી હલાવે એટલે મન રૂપ પારણું અને શરીરરૂપ લાલન જે પારણામા સુતેલો છે તે આમ તેમ હાલે છે પારણાને સ્થિર રાખવા માગે

તો એ મનરૂપ પારણું સ્થિર ત્યારેજ રહે કે વાસનારૂપી દોરી પ્રણામ ન ચલાવે

હવે વાચક વિચાર કરશે તો માલુમ પડશે કે પ્રણામ રૂપ આત્માના જ્ઞાનમા મનરૂપ પારણું, વાસનારૂપ બાંધેલી દોરી અને શરીરરૂપ લાલન એ ચાર એના જ્ઞાનથી બહાર નથી, વાસનારૂપી દોરીને કા તો પ્રણામ છોડી દે, અથવા તેને ન હલાવે તો મનરૂપ પારણું નહિ હાલે–નહિ હાલે તેમાં રહેલ લાલનરૂપ શરીર પણ થોડી વખતમા આમ થયું કે જીજ્ઞાસુને માલુમ પડશે કે શરીરથી–લાલનથી તેનું મન જુદુ છે, અને મનથી તેની વાસના જુદી છે વાસનાને છોડતા મન અને શરીર સ્થિર થઇ જાય છે એટલે જ્ઞાન પ્રકાશમા પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે

Emerson says when we reflect ourselves in the mirror of our minds and when we look at ourselves in the light of thought, we discover we uncover that our lives are embosomed in eternal beauty

અર્થાત્ "જ્યારે આપણે પોતાને આપણા સ્થિર મનોદર્પણમા નિહાળીએ છીએ, અને જ્યારે આપણે એકાગ્રતાની જ્યોતિમા પોતાને અવલોકીએ છીએ, ત્યારે આપણને એવુ પ્રગટ થઇ રહે છે કે આપણા જીવનો શાશ્વત સૌદર્યમા વિલસી રહ્યા છે"

સાક્ષાત્કાર કરવાનો આ પણ એક પ્રયોગ છે, એ ઉપરાત એક બીજો પણ પ્રયોગ છે કે જેથી મન સ્થિર થઇ જાય

જેટલુ આકાશ વિશાળ દેખાય છે તેટલો મનનો વિસ્તાર કરવો—તમા પાથરી દેવું અને એ વિસ્તૃત મનને બે ઘડી એક મુહૂર્ત તેજ સ્થિતિમા રાખવુ જો વિચારો આવે તો સમજવુ કે એ મનરૂપી વિસ્તૃત કપડામા કર ચલી પડી અથવા મનરૂપ સમુદ્રમા મોજા ઉઠયા માટે તેમા કરચલી પડવા ન દેવી અથવા મોજા થવા ન દેવા અને આ પ્રકારે ચિત્તવૃત્તિ નિરોધ થવાથી પણ ભગવાન પતજલિના કહેવા પ્રમાણે तदाद्रष्टु स्वरुपेऽवस्थानम् ॥ આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપે—પરમાત્મ સ્વરૂપે સિદ્ધ સ્વરૂપે પ્રગટ થઇ રહેશે

---

## सपूर्णता अने तेने पहोंचवानी कळा

શ્રીયુત વક્તા પડિત લાલને ના. રા મોતીચદ ગીરધરલાલ કાપડીઆના પ્રમુખપણા નીચે શ્રી **મહાવીર વિદ્યાલયમા મુંબઈ** મુકામે તા ૨૫—૧—૨૭ના રોજે આપેલુ ભાષણ )

નિશ્ચય અને વ્યવહારમા કુશળતા ધરાવનાર પ્રમુખ સાહેબ અને સુજ્ઞ બાધવો,

સિહોરથી પાલીતાણા જનારી ટ્રેઇન જેમા હું પાલીતાણા જતો હતો. તેમાજ મારા સામેના કંપાર્ટમેન્ટ પર એક કચ્છી ભાઈ બેઠેલા હતા ગાડી મઢડાના સ્ટેશનપરથી પસાર થતી હતી, ત્યારે તે કચ્છી ભાઇએ બારીમાથી નજર બહાર ફેરવી અને લાલન નિકેતન એવુ બોર્ડ તેના વાચવામા આવ્યું તે ભાઈ મને પ્રત્યક્ષ ઓળખતા નહોતા એટલે તેણે પોતાની બાજુમા બેઠેલા ભાઇની તરફ ફરી કહ્યુ કે છવીસમા તીર્થંકર તે અહીંયા રહે છે, હું સામે બેઠો હતો તે હસ્યો, થોડી વાર પછી તેણે મારા સામે જોઇ કપાળમાં કેસરનો ચાદલો દેખવાથી પૂછયું કે કર્પૂર-વિજયજી મહારાજ પાલીતાણામા છે? મે કહ્યું હા તેણે બીજો પ્રશ્ન કર્યો કે ચાતુર્માસ કયા કરવાના છે? મે કહ્યુ આપણા શ્રી તીર્થંકર પ્રભુ સર્વજ્ઞ હોય છે એ વાત આપને કબુલ છે ખરી કે? તેણે કહ્યુ હા ત્યારે તો લાલન તીર્થંકર નથી કારણ કે મહારાજશ્રી કર્પૂરવિજયજી વિહાર કરીને કયા જવાના છે? એ તેને ખબર નથી કારણ કે તે જ લાલન હું છુ

ઉપરનો પ્રસગ મને આજે યાદ એટલા માટે આવે છે કે આજનો વિષય સંપૂર્ણતા અને તેને પહોંચવાની કળા એ વિષે છે અને લાલન પોતે સંપૂર્ણ નથી એમ હું ઉપલા દાખલાથી આપને જણાવી ગયો છુ એ સંપૂર્ણતા

કર્યું તે આપ સર્વ જાણતા હશો કે શ્રી મહાવીરના હૃદયમા પૂર્ણાનદ છે તે પૂર્ણાનદપણાની સ્થિતિ તેજ સપૂર્ણતા.

ખગોળ શાસ્ત્ર શીખેલા આપણે સર્વ જાણીએ છીએ કે, સૂર્ય અસ્ત પામતો નથી, પણ જ્યા પૃથ્વીની છાયા પડે છે તેને આપણે રાત્રી કહીએ છીએ, અને જે બાજુ છાયા નથી ત્યા દિવસ કહીએ છીએ, પણ સૂર્ય અસ્ત થઈ રાત્રી આવે છે એમ હોતું નથી

શ્રીકુન્દ કુન્દાચાર્યજી જેવા સમર્થ પૂરૂષની ભૂમિકાએ આત્માને સ્થિત કરીને આતર નિરિક્ષણ કરીશું, તો દ્વૈતપણ જોવામા આવશે નહિ આત્મા પોતાનો સતત વિકાસ અ નવરતપણે કર્યાજ કરે તો આપણે તે સપૂર્ણતાને થોડા સમયમાજ પ્રાપ્ત કરીએ છીયે આત્મા એ સૂર્ય છે, અને એ સૂર્યમા–સૂર્યના વિમાને બેસી વ્યોમ વિહાર કરનારને રાત્રી હોતી નથી પણ દેહરૂપી પૃથ્વીનો, આત્મરૂપી સૂર્ય આડે પડછાયો નાખવાથી, દ્વ ષ જેવા પ્રસગો દ્વેષ તિમિર વડે આપણને આત્માનદમા ખેલવા દેતા નથી

આપણા સર્વમા આત્મા એ તત્ત્વ એક એવુ તત્વ છે કે તે સપૂર્ણતાએ પહોચી શકે છે અને તે સપૂર્ણતા પામ્યા પછી, નદોદિત જગાવાઈ રહે છે તમે પ્રથમથી નિયત કરેલું કાર્ય જે બરાબર થઇ રહે છે ત્યારે તમે તેને સપૂર્ણ થયું એમ માનો છો, દાખલા તરીકે તમે Ho1our

ની પરીક્ષા પાસ કરવા ધાર્યું હતું અને તે પરીક્ષા બરા બર પાસ કરી, ત્યારે તમને એમ લાગે છે કે આપણે કેળ વણીમા પૂર્ણ થયા, તેમ આપણા ધાર્મિક જીવનમા પૂર્ણ-તાનું સ્થાન તે સ્થાન અચળ અને શાશ્વત છે એક જેમન પ્રોફેસર કહે છે-Not all of me shall die મારો સર્વસ્વ નાશ થવાનો નથી જ એ તત્વ આપણામા કહ્યુ છે કે જેને મૃત્યુ પણ સ્પર્શ કરી શકતું નથી શું એ તત્વ અરૂપી છે?

ઘણા માનવ બાધવો કહે છે કે તે તત્વ અરૂપી છે, અદ્રશ્ય છે, અને અગમ્ય છે પણ કહું છુ કે તેમ કહે નારા ભાઈઓ ખરા હશે, પરતુ તે આત્મ તત્વ, પ્રેમતત્વ પ્રકટ થવા ધારે છે, ત્યારે કોઇ બીજા પદાર્થ કે બીજી વસ્તુના રૂપમા દર્શન આપે છે દ્રશ્ય થઈ શકે છે દાખલા તરીકે-

વડોદરાના મહારાજા સયાજીરાવ મારા સુહૃદ છે મારા આત્મામાં તેમના માટે ઘણો પ્રેમ, અને ઘણી ભક્તિ છે, પણ તે તમારા કહેવા પ્રમાણે ભક્તિ અદ્રશ્ય છે માટે તો તે પ્રેમને પ્રગટ કરવો છે પ્રદર્શિત કરવો છે અને તે રાજસભામા બેઠેલા રાજસેવકો અને મહારાજા પોતે પણ દેખી શકે, એ જોઇએ છે, અને એ પ્રેમ તત્વ પોતેજ પ્રેરે છે કે હું આકાર લઇ શકુ છુ એક પુષ્પહાર લાવો તેની પાખડી પાખડી અને પરાગમા હું અવિચ્છિનપણે વ્યાપી_

રહીશ તે સુમન ગુચ્છમા હું વસી રહીશ, તે તમે મહા રાજાની શિવામા પહેરાવજો, મે તેનું કહ્યુ માન્યું, અને એક રૂપિઆનો હાર અને ગજરો બન્ને પ્રેમદર્શક છે તે લાવી મહારાજાને પહેરાવ્યો, દરબારી જનો અને નાગરીકો જે હાજર હતા તે તેજ સમયે અદરો અદર વાતો કરવા લાગ્યા કે, લાલનને મહારાજા પ્રત્યે સારી ભકિત છે, ઉત્તમ પ્રેમ છે નિર્ણિત સમયે કચેરી બરખાસ્ત થઇ સૌએ અરૂપી પ્રેમ જોયો અને મને કેટલાએક ભાઇઓ વિટળાઇ વળ્યા કે, જેઓ મહારાજાની કૃપા ઇચ્છતા હતા મને તેઓએ કહ્યુ કે મહારાજા અને આપના વચ્ચે આવો સબધ છે, એ તો અમને આજેજ ખબર પડી હવે આત્મ તત્ત્વ આ પ્રકારે વ્યકત થાય છે કે નહિ ? વિગેરે હવે આત્મતત્વના અનતપણાને તપાસીએ ગીરનારનો પાંચ માઇલ ઉચો પર્વત, આપણે કલાક દોઢ કલાકમાં ચડી જઇએ છિયે છેક તેના શિખર પર જઇ ચોપાસ દૃષ્ટિ ફેરવીએ છિએ અને તળેટીમા ઉભેલા મોટા વૃક્ષો આપણને નાના છોડવા સરખા લાગે છે, જુનાઘઢ મોટુ શહેર છતા તળેટીમાથી જાણે નાનુ નેસડુ હોય એમ દેખાય છે, અને જે પર્વત ચડીને આપણે આટલે ઉપર આવ્યા તે, આપણી શકિતની અદર લાગે છે એટલુજ નહિ પણ હજુ તો જાણે આપણી શકિતથી એવો બીજો પર્વત પણ ચડી જઇએ એમ

લાગે છે આ રીતે આત્માની શકિત અપુટ છે અને પર્વતની ઉચાઇ હદ ચુકત છે

આપણા જેન ધર્મની શરૂઆત, એ બી ગી ડી જ આત્માથી જન્મ પામે છે અને તેથી આપણે બધા આત્મ વાદી છીએ આપણા કેપ્ટન શ્રી મહાવીર જેઓએ પોતાના આત્મ સામર્થ્ય વડે શી શી સિદ્ધિઓ મેળવી તે તમે સર્વ તેઓશ્રીની લાઇફ વાચી જાણી ચુક્યા છો માટે તત્સબધે કાઇ હું વધારે કહેવા નથી ઈચ્છતો

આપણા શાસ્ત્રીય ગ્રથો પોતાની પ્રત્યેક પકિતમાથી આપણુને આત્મ પરિચય કરાવે છે અને કહે છે કે તમે હાલ જે મનુષ્યત્વ પામ્યા છો તે પણ એ આત્મ સામર્થ્ય વડેજ આ જગતની અદર ચોરાસી લાખ જીવાયોનિમા આપણો અનત વખત પ્રવેશ થઇ ચુકયો છે આખરે આપણુને આ મનુષ્યપણું મળ્યું છે અને એ માનવ ભવમા જ શ્રી મહાવીરના પગલે ચાલી પૂર્ણત્વ કે સંપૂર્ણતા પ્રાપ્ત કરી શકાય છે

આત્મ સામર્થ્ય પ્રકટવામા પ્રત્યવાયરૂપ થતા, અધકારો દૂર કરવાને જ્ઞાન, દર્શન અને ચારિત્ર ત્રણેને સમાન પ્રમાણમા વિકાસ કરવા આવશ્યક છે જ્યારે તેમ નથી થતુ ત્યારે કેટલાકને માત્ર જ્ઞાન, તો થોડાને દર્શન, અને કોઈ વિરલને ચારિત્ર એમ એકેક તત્વ ખીલે છે અને

સયુક્ત ખીલવટ થતી નથી અને તેથી ધર્મનિર્મિત ફળ આવતુ નથી સમજવા માટે એક દાખલો લઈએ કે જ્યારે નાન એકલુ વૃદ્ધિ પામે ત્યારે જાણે માણસનુ માથુ મોહુ અને બીજા અવયવો સકુચિત, દર્શન એકલુ વિસ્તરે ત્યારે હાથજ ખીલેલા બાકી અવયવો કૃશ દેખાય, અને ચારિત્રનો વિકાસ એટલે છાતી મોટી ,અને બાકીના અવયવો અણવિકસિત રહ્યા અને તેથી સર્વાંગ સંપૂર્ણ વિકાસ ન થવાના કારણે, બેડોળ અને કદરૂપ દેખાય છે આત્માઈ સરખી રીતે ડેવેલપમેન્ટ થવુ જોઇએ છે

આપણે આતર ચક્ષુથી સૂક્ષ્મ વિચાર કરીએ છીએ તો આપણને જણાય છે કે આ બધુ દુનિયાપર ચાલી રહેલુ, વ્યાવહારિક કાર્ય પણ આત્મા જ પોતાના ( ઇંદ્રિયો રૂપી ) સેવકો દ્વારા કરે છે તેની ખાત્રી માટે આપણે જોઇએ, આ શરીર જે ઉભુ છે, તેમાથી કોણ બોલે છે? કોણ સાભળે છે ? મોઢુ ? કાન, નહિ, તેના મારફત આત્મા બોલે છે, અને સાભળે છે આમ હોવા છતા આપણે પણ કેટલીક વખતે તે સચાલક આત્માને વિસરીએ છીએ પણ દેહ ભાવથી સદતર અલગ થઇ, આત્મભાવ વડે જીવનમા પ્રવેશતા આપણને આત્મ સામર્થ્યની અસાધારણ પ્રતીતિ થશે કેટલાક ભાઈઓ જે પોતાની બુદ્ધિ વડે ઉત્તમ અત્યુતમનો ભેદ પારખી શકતા નથી તેઓ મુઝાઇને કહે છે કે દુનિયા પરના આટલાબધા ધર્મમાં

,અમારે કયો ધર્મ પાળવો? અને કહેતા ખુશી ઉપજે છે કે જૈનધર્મ કે જેમા સ્યાદ્વાદ, બધા નયોને, સ્વીકૃત કરેલા છે, અને બધા ધર્મનો સમાવેશ તેમા થાય છે જ્યારે કોઈ એમ કહે છે કે જીન ધર્મ પ્રમાણે હાલ મોક્ષ નથી મળતું, તે ભાઈઓને હું કહીશ કે હાલ મોક્ષ સાધ્ય પ્રવૃતિ કરી, મોક્ષદ્વારપર પહોચો અને પછી પ્રવેશદ્વાર ખોલતા દાખલ થવું

શરીરને હું નહી માનતા, તેમા રહેનાર હું છુ આવી દ્રઢ સમજણવાળાને, અપ્રમત દશા પણ પ્રાપ્ત થાય છે કે અને તે દશાવાળો મહાવિદેહ ક્ષેત્રને યોગ્ય છે જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિમા પણ આત્મભાવ રહે તો તે મહાવિદેહ ક્ષેત્રનો સપૂર્ણ અધિકારી બને છે

આજનો યુગ બુદ્ધિને આગળ કરનાર છે, એટલે વિચાર વિરોધતાનો સમન્વય કરી બુદ્ધિ સમાધાન કરી શકે છે, કવિવર રવિન્દ્રનાથ આજે વિશ્વભારતી પરદ્વારા એ ઇચ્છી રહ્યા છે એટલે તમે સુવાનો અપેક્ષાઓ સમજી સમજાવી તેના સાથે અવાજ મેળવી શકો છો

જગતથી પર એવો ઇશ્વર આકાશમા બેઠો છે એવી એવી તેની માન્યતા નથી પરતુ આપણા અતરત્તર રહેલો તેજ ઇશ્વર છે

ધારો કે જૈનોને કોઈ નાસ્તિક કહે તો હું એ વાત ઘડીભર કબુલ કર પણ જૈન ધર્મને અનુસરનારો

ઇંદ્ર, મનુષ્ય, અને હાથીના આત્મ પ્રદેશ પર દ્રષ્ટિ રાખી, તેને સમાન જાણી વર્તન કરે એટલે કષ્ટપ્રદ ન બને તો તે નાસ્તિકતા કેવા પ્રકારની ? માટે આવા આક્ષેપથી શું થયું ?

મનુષ્ય વર્તનની ઉચ્ચમા ઉચ્ચ કક્ષા એ છે કે અશેષ જીવોમા-અશેષ પ્રાણીઓમા અશેષ સત્વોમાં એવો ભાવ રાખી વરતે કે જેવો ભાવ રાખી પોતા તરફ વર્તવામા આવે છે

અધ્યાવધિ નેગેટીવ-નૈષેધિક વિચાર કરીએ છીએ, તે આપણે હવે પોઝિટીવ-વિધાયક વિચાર કરતા શીખવું જોઈએ, કારણ કે જૈન દ્રષ્ટિજ પોઝિટિવ વિશેષે છે કારણ કે તે દ્રષ્ટિ સર્વ દ્રષ્ટિનો જય કરનારી છે દ્રષ્ટાંત તરીકે તમે આપણે રાજાને સર્વ સામાન્ય મનુષ્યો કરતા ઉંચા દરજાનો સમજીએ છીએ, એજ વખતે આપણે તેનાથી નિચે છીએ, એ વાત સ્વીકારી લઇએ છીએ, પણ આપણેજ તેને તે સ્થાન આપેલુ છે, આપણેજ તેને રાજા તરીકે નિયત કર્યા છે અને તેથી રાજાની મહતા એ આપણા વડે છે, એ વાત ભૂલી જઈએ છીએ તે ભૂલવી નથી જોઇતી દાખલા તરીકે

નેપોલીયન બોનાપાર્ટ લંડન જાય, અને લંડનવાસી તેમને ફરજ પાડે કે તમારે લંડનમા રહેવાને અમારૂ

વર્તન સ્વીકારવુ પડશે, તો નેપોલીયન નહિ સ્વીકારે અને કહેશે કે–લડન નિવાસીઓએ મારા વર્તનનું અનુકરણ કરવું, અને તેમ ન બને તો પોતપોતાના નિયમ પૂર્વક ભલે વરતો, હું તો મારા નિયમનેજ સાદ્યત વળગી રહીશ

તેમ જૈન દર્શન વિધાયક છે, પોઝિટિવ છે રચનાત્મક છે કન્સ્ટ્રક્ટિવ છે

જૈનો પોતાનો અજબ વિકાસ કરી શકે તેમ છે માત્ર તે વિકાસની આડે આવતું એકજ વિઘ્ન છે તે એકે કર્મને મોટા માની આત્મસામર્થ્યને નહિ પારખવાથી હતાશ બની જઇએ છીયે સીતેર કોડાકોડી સાગરોપમ ભીષણ આકડાઓવાળુ મોહની આપણુને હરાવનાર થતું ન જોઇએ પણ કર્મરૂપી વેરીઓનો જય કરનાર જૈન કુળમા ઉત્પન્ન થયેલા આપણે વિચારવુ જોઇએ કે એ મોહની કર્મ ડરતા કેટલો મહાન આત્મા કેટલા કોડાકોડી સાગરોપમનો, આપણામા છે–આપણે છીએ આપણે જ્યારે મેરૂ જેવડા છીએ ત્યારે અર્થાત્ આત્મામેરૂ સમાન છે, ત્યારે સીતેરકોડાકોડી સાગરોપમનુ મોહનીકર્મ સીતેર ઇચ જેટલુ પણ નથી કર્મનો છેડો છે, પણ આત્માનો નથી કર્મો એ પત્થર જેવા છે તો આત્મા વજ્ર જેવો છે આમ સમજીએ તોજ કર્મને જીતનાર એવા જૈન આપણે છીએ

નિશ્ચયથી આપણે આત્મા છીએ વ્યવહારે મનુષ્ય છીએ આટલી વાત ધ્યાનમા રાખીને વ્યવહારક્ષેત્રમા ઉતરીએ તો ઘણો લાભ છે પ્રસગે પ્રસગે પોતાને આત્મભાન આવતા તે માનસિક દુ ખોથી હમેશા મુકત રહેવાય છે

કેટલીક વેળા એકજ સાધ્ય માટે જૂદીજૂદી ક્રિયા કરનારા વિરોધતા નહિ હોવા છતા વિરોધતા માની લે છે દાખલા તરીકે–

આરામ, આસાયેશ કે સુખ એ કમફર્ટના એકજ સાધ્ય માટે આપણે તદન એકે બીજાથી ઉલટી ક્રિયા ઉપર ઉપ રથી જોતા દેખાય તેવી કરીએ છીએ દાખલા તરીકે–પાશ્ચાત્યવાસીઓ પોતાના શરીરપર ગરમ અને જાડા દળદાર કપડા એકપછી એકે ખડકયેજ જાય, અને પોતાના શરીરની આસપાસ કપડાનો કિલ્લો બનાવી મૂકે કે જેથી પોતાના શરીરને ઠડીની અસરથી બચાવી શકાય, જ્યારે પૂર્વના વતનીઓ મલમલના બારીક વસ્ત્રો પહેરી ગરમીથી ગુગળાઈ ન જવાય એટલા માટે હમેશા સાવધ રહે આમા બન્નેનું સાધ્ય શરીરનુ રક્ષણ છે ક્રિયાઓ ભિન્ન પણ સાધ્ય એકજ છે તો ક્રિયા વિરોધી થઈ કે વિવિધ થઈ?

યુનિટીમા જે મઝા છે, જે સૌદર્ય છે તે યુનિફોર્મ ટીમા નથી અને તેથીજ હુ કહેતો નથી કે તમે બધા સ્થાનકવાસી બની જાવ કે દીગમ્બર થઈ જાવ પોતપોતાના

સામ્રદાયિક ફરમાનને અનુસરો જુઓ પંડિતજી તમે યુનિ-
ટીના હિમાયતી જણાઓ છો તમારો ડગલો કાળો, તમારી
ટોપી જુદા રંગની, તમારૂ ધોતીયુ સફેદ વિગેરે-છતા
સુંદર જણાઓ છો હવે એકળીજું દ્રષ્ટાંત લઇએ —

હિંદુસ્તાનની સ્ત્રીઓ પોતાને સૂવર્ણાલંકારો અને
મુક્તાવળી જેવા અલંકારો મસ્તકપર પહેરી સૌંદર્યવાન
હોવાનુ માની લે છે। જ્યારે યુરોપવાસી અને અમેરિકન
બ્હેનો પોતાના માથા ઉપર પક્ષીઓના પીંછાઓનુ પ્રદર્શન
રચે છે

ધર્મપ્રચાર માટે અત્યારે અનુકુળ સમય છે કારણ કે
આજે મુંબઇનો વિચાર પ્રારંભ તે કાલે આખા જગતમાં પ્રસરી
જાય, એવા સાધનો આપણા પાસે મોજુદ છે ટેલીફોન
રેલ્વે વિગેરે, આવા સમયે આપણે ધર્મનો ફેલાવો કરવા
કટીબદ્ધ થવુ જોઇએ

આજે આપણે શ્રી મહાવીર સ્વામીની આજ્ઞાથી ભીજી
તરફ વર્તન કરી રહ્યા છીએ તેઓ શ્રી કહે છે કે તમારૂ
અપ્રિય કે અનિષ્ટ તમારા કર્મ સિવાય બીજું કોઇ કરી
શકનાર નથી આજે એ વાત માનનારો આપણો શ્રાવક
વર્ગ નથી દેખાતા, એટલુંજ નહિ, પણ સાધુ વર્ગ પણ
કર્મ પર શ્રદ્ધા નહિ રાખતા શ્રી મહાવીરની પાટે બેસી
તીરસ્કારનો ઠરાવ કરે અને શ્રાવકોની સભાઓ તેને ટેકો

મોદનાનો ઠરાવ કરે, આમા થી મહાવીરની આનાને આપણુ કેટલા અનુસર્યા એ કહેશો ?

લાલ હેડબીંવ લખનારપર દયાના ઠરાવ જૈન તો કરી શકે અગરતો એ અશુભ કર્મનો ઉદય સમજાવનારનો ઉપકાર મુનીરાજે એ માનવો જોઈએ

દમદત રાજા એક અરણ્યમાં સમાધિ કરીને ઉભા છે આ મુની અવસ્થા પૂર્વે દમદત રાજાએ, પોતાની ગેર હાજરીમા જીતેલો પોતાનો મુલક પાડવ અને કૌરવ પાસેથી પાછો મેળવ્યો છે, તે પાડવો નજદીકમાથી પસાર થતા ચાલ્યા છે અને કહે છે કે આતો બળવાન રાજા દમદત અહા તેમણે રાજ્યનો ત્યાગ કર્યો ધન્ય છે, તેમની ત્યાગ વૃતિને આમ કરી નમસ્કાર કર્યા, અને પછી પોતાના સ્થળે ગયા, એટલામા કૌરવો અશ્વારૂઢ થઈ નિકળ્યા તેણે ઓળખી લ્હયું કે આતો દમદત જેણે આપણો પરાભવ કર્યો હતો, ઠીક લાગ આવ્યો છે એમ કહી તેને પત્થર વગેરે મારી, તેમની ચોપાસ ઢેફા વગેરેથી, દાટી દેવાની ચેષ્ટા કરી દમદત રાજા વિચારમાં હતા કે પાડવો એ નમન કર્યું તે મારા શુભ કર્મોદયના લીધે, અને કૌરવોએ મને હેરાન કર્યો ને અશુભ કર્મના ઉદયથી વસ્તુત પાડવ-કૌરવો બ ને મારા ઉપકારક છે

આવા સમભાવવડે પોતાનું જીવન જીવવુ એવી શ્રી મહાવીરની આજ્ઞા છે

પ્રમુખનો ઉપસંહાર

વિશેષ સમય નહિ લેતા આજનુ કામ હુ આટોપી લઇશ, હુ તમારા સર્વની વતી પંડિત લાલનનો ઉપકાર માનુ છુ તેઓને મે હમણા સાભળ્યા નહોતા, તેઓના પાસે વક્તૃત્વનો અભ્યાસ કરવા જેવો છે

આ વિષય એવો છે કે તેને ન્યાય આપી શકાય નહિ, આત્મ શક્તિઓ વિકસાવવી જોઇએ, તેઓએ કહેલુ બધુ મનનીય છે મને નવાઇ એ લાગી કે તેમના આજના વિષય સબધેની પોઇંટસ નોટ અહીં ટેબલ પર પડી હતી, તેમા મે વાચ્યુ કે અષ્ટક તેઓ બોલવાના હતા પણ તમે અષ્ટક શીખો છો એમ ધારી બોલ્યા નહિ હશે અને તે યોગના સતત વાચન પછી સમજી શકાય એમ છે, યોગના પ્રકાર અનેક છે

કયો આત્મા કયા યોગનો અધિકારી છે તે કહી શકાય નહી

એક આચાર્ય મહારાજે મને કહ્યુ કે તમે તો આનદ ઘનજીને બહુ ચડાવ્યા. તમે આનદઘનજીને વધારે માનો છો કે ઉપાધ્યાયજીને –

મે કહ્યુ કે બન્નેનું સાધ્ય એકજ છે, છતા માર્ગો જૂદા છે સમન્વય કરતા બંને પોત પોતાના ક્ષેત્રોમા ઉત્તમ છે, અને તેથી એકથી બીજાને ઉત્તમ કહેવામા અન્યાય થાય છે

મોક્ષ દ્વાર ક્યારે ખુલ્લે?

માર્ગાનુસારીથી માંડીને એક પછી એક પગથીઆ, એવી રચના પૂર્વક બાંધવામા આવ્યા છે કે, જેથી, આપણે મોક્ષ દ્વારને પહોચીએ

આવા આવા પ્રસગો લઇ તેઓ તમારા સાથે વાતો કરશે તો તમને ઘણુ જાણવાનું મળશે અને જેમ સાભળનાર વર્ગ વિશેષ હશે તેમ તેઓ ખીલશે સભાક્ષોભ શું છે? એની તો તેમને ખબર નથી વખતો વખત તમે વિનતિ કરી તેમના ભાષણો સાભળવાનુ રાખશો હું પણ તમારાવતી વિનતિ કરૂ છુ કે તેઓ તમને લાભ આપ્યા કરે

---

। ॐ परमात्मने नम॰ ।

विषय —

## सामायिक योग

(શ્રીયુત પડિત લાલને તા ૧૯-૧૨-૨૬ ના રોજે વડોદરા ઉપાશ્રયમા આપેલુ વ્યાખ્યાન)

ત્રિલોકનાથ શ્રી મહાવીરના વડીલ પુનરત્ન મુનિ મહારાજ અને આત્મ પ્રિય સુજ્ઞ બાધવો, તથા સુશીલ બ્હેનો

તમે બધા મનુષ્ય છો, અને હું પણ હમણા જે પર્યાય છે તે મનુષ્યનો છે પણ તે મનુષ્યપણાનું જ્ઞાન આપણા આત્માને છે એતો અભેદ પર્યાય છે, પરંતુ આ મનુષ્યનો દેહ છે, એતો પુદ્દગલનો પર્યાય છે, અને આપણે તે પુદ્દગલને હું માનીએ છીએ, ત્યા સૂધી આપણે દેહાધ્યાસી છીએ.

જૈન ધર્મની સકળ ક્રિયા આત્માને હું સમજ્યા પછીની છે સકામ નિર્જરા કરી આત્મા પરમાત્મા બણી ત્યારેજ વળી શકે છે મનુષ્ય જન્મનું સાફલ્યપણુ તેને ત્યારેજ પ્રાપ્ત થયુ કહેવાય કે જ્યારે તે નિજસ્વરૂપ સમજી શ્રી જિનેશ્વરને પગલે ચાલવા તત્પર થાય

આપણુ બધુ બ્હેનોને ખબર હશે કે શ્રી મહાવીર સ્વામીએ પોતાના શરીરની યુવાવસ્થાએ, સામાયિક ચારિત્ર ગ્રહણ કર્યું અને એ ચારિત્ર સાડાબાર વર્ષ અને એક પખવાડીઆ, સૂધી પાળ્યું, અને તે સામાયિક વડે કેવળ દર્શન, કેવળ જ્ઞાન, કેવળ ચારિત્ર તેઓશ્રીએ પ્રાપ્ત કર્યું

બળવાન હાથીની પેઠે ઉપસર્ગોને પૂળ અને પરિસહોને નાના કાકરાઓ ગણી, સહી લીધા અને પોતાના સામાયિક ચારિત્રમા સ્ખલના કે ક્ષતિ પહોચવા દીધી નહિ અને સકળ કર્મથી નિવૃત થઇ મનુષ્ય જન્મના ધ્યેયને પહોચ્યા

શ્રી હરિભદ્રસૂરી ધર્મ ક્રિયાને પાંચ પ્રકારે કરવા કહે છે એટલે કે પ્રણિધિ એટલે આપણુ સાધ્ય નક્કી કરવું તે, દાખલા તરીકે કેવળ જ્ઞાનાદિ, અનત સુખાદિ બીજો પ્રકાર તે પ્રવૃતિ એટલે કે સામાયિકનુ અનુષ્ઠાન ત્રીજુ વિઘ્નજય એટલે કે સામાયિકમા અડચણુ કરનારા બત્રીસ દોષોને ટાળવા તે, અને એ બત્રીસ દોષો દૂર કર્યા પછી આપણુને ચોથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે એટલે આપણા સાધ્યને, કેવળ જ્ઞાનાદિને પહોચીએ છીએ પાચમો પ્રકાર તે વિનિમય એટલે પ્રયોગથી જે સિદ્ધ થયું હોય તે સાધન–અનુષ્ઠાન બીજાને આપવું–જે બળવાન અને સર્વ વિરતિ પાળી શકે તેને સર્વથી અને દેશથી પાળી શકે તેને અમુક સમય પર્યંતનુ સામાયિક આપવું એવું શ્રી મહાવીર સ્વામીનું ફરમાન છે

હવે સમજ્યા વિના આપણે વિઘ્નોનો જય કરી શકતા નથી. એના એકાદ બે દાખલા લઈએ —

કેટલાક આપણા બધુઓ અને બ્હેનો ધમક્રિયા કરે છે, પરતુ તે સમજવાનો પ્રયત્ન કરતા નથી, એમ ઘણા પ્રસગે જણાય છે એક વખતે શુક્લ પચમીના દિવસે સુબઈમા આવેલા લાલ બાગમાં આવેલા દેરાસરમાં પ્રભુની સામે બેસી એક બાઇ નીચેનું સ્તવન બોલતા હતા, “ પચમી તપ તમે કરોરે, પ્રાણી ” આ બોલનાર બ્હેન કાઈ શ્રી પ્રભુની આશાતના કરવાના આશયથી બોલતા

ન હતા, પણ તેમણે એ વિચાર કરેલ નહી હતો કે આ ક્યારે, અને કોના પાસે, કોને સબોધીને બોલવાનું છે? એથી તેઓ ઉપયોગ વગર બોલતા હતા, એમ તમે સેહ કબુલ કરશો

દેવવદનમા આવતા બધા સ્તવનો અર્થ અને ભાવ સમજ્યા પછી બોલાય ત્યારેજ, હૃદયોલ્લાસ થાય છે

પચમીના દિવસે પ્રતિક્રમણ કરનાર, ગુરૂ મહારાજ આપણને ગુણસુદરી અને, વરદતનું ચારિત્ર સભળાવે છે, અને કહે છે કે–હે શ્રાવકો! તમે પચમી તપ કરો અને, ગુણસુદરી અને વરદતની પેઠે જ્ઞાનાવરણીય કર્મનો નાશ કરી, જ્ઞાનભાનુ પ્રકટાવો.

કેટલાક ભાઇ બ્હેનો સામાયિકનું પચ્ચખાણ લીધા પછી બેઠા બેઠા બોલે છે કે बेसणे संदिसाहु, ઉભેલો સાધક બેસવાની આજ્ઞા માગી શકે પણ બેસી રહેલો, સામાયિકનો સાધક એમ આજ્ઞા માગે કે, "હું બેસુ?" એતો લજ્જાસ્પદ છે એ તેના ઉપયોગ શુન્યપણાને વ્યક્ત કરે છે હા, રોગાદિ કારણે કદાચ બેસવું પડે તો તે જૂદી વાત છે પણ આપણે બધા તો રોગી નથી કે જેથી ગુરૂનો એટલો વિનય પાળી ન શકીએ?

જે સાધક સામાયિક રૂપી વિધાનને સમજે છે, તે સાધકને પ્રથમ તો એવ ભાન હોય છે કે–હું આત્મા છું,

અને આ બધા મારા સમાન આત્માજ છે અને તેથી મારાથી કોઇને દુઃખ નહિ થાય પણ રક્ષણ થાય, ખોટું બોલાય નહિ પણ સત્ય, પ્રિય, અને હિતકર બોલાય, ચોરી થાય નહિ પણ બને તો દાન અપાય, વ્યભિચાર થાય નહિ પણ શિયળ પળાય, સામાયિકમા હોઉ ત્યા સુધી તો પરિગ્રહનું પ્રમાણ રખાય, અને એની વૃદ્ધિની ઇચ્છાઓ પણ ન થાય, આ પાચ અણુવ્રત ઉપરાત સામાયિક વેળાએ હું આટલી જગા ઉપરાત બીજી જગાનો ત્યાગ કરૂ છું આટલી સપતિ સિવાય મને બીજી સપતિ પરિહાર્ય છે અને જ્યા સુધી સામાયિક કરૂ છું, ત્યા સુધી રાજકથા, સ્રીકથા, ભોજનકથા નહિ કરૂ પ્રભુને નહિ રૂચે એવું નહિ બોલુ, નહિ વિચારૂં અને નહિ આચરૂ, અન ર્થદડનો હું ત્યાગ કરીશ, એટલે હું સામાયિકમાં આવના વિઘ્નોથી નિવૃત્ત થઇશ, સામાયિકમા રહી મન, વચન અને કાયાનો યત્ન પૂર્વક શુભ ઉપયોગ કરવો એને સમિતિ કહે છે એટલે કે યતના પૂર્વક બેસવુ, ઉઠવુ, ફરવુ, ફરવુ એનો સમિતિમાં સમાવેશ થાય છે

અને મનને અશુભમા જતું અટકાવવુ, વાણીને અશુભમાંથી અટકાવવી, અને કાયાનો અશુભમાંથી નિવૃત કરવી તેને ગુપ્તિ કહે છે અને તે ગુપ્તિ ને પાળવાથી આત્મા પોતાના સ્વભાવમાં—સ્વરૂપમાં રહે છે

જ્યારે આપણે કોઈને હણતા નથી ત્યારે આપણે હણતા નથી મારવાનું બધ કરતાં આપણે મરવાનું બધ થાય છે એટલા માટે સામાયિકના આરાધક, ,થવુ એટલે, મોક્ષમાર્ગના આરાધને તો આરોહીયુકલ (Lift) પર ચડવા બરાબર છે

સામાયિકવડેજ સ્વર્ગના સુખો પગની પાસે લોટે છે અને મોક્ષ-મુક્તિ પણ ઉપરથી આવી પોતાના ખોળામાં આપણને કોમળ હસ્તે ઉપાડી સ્થાન આપે છે

## ઉપસંહાર.

આત્મજ્ઞાનના વિધાનને શ્રદ્ધાથી આપણે જોયું, પરંતુ એ શ્રદ્ધા જ્યારે ભક્તિનું સ્વરૂપ લે છે, ત્યારે એ ભક્તિ તત્વવિદ્યાને જન્મ આપે છે અને એ તત્વવિદ્યા પણ ખીલવવામા આવે છે; ત્યારે એ ભક્તિ યુક્ત તત્વવિદ્દને, પોતાના ઈષ્ટમાં એકાગ્રતા કરાવી-પ્રતીતિ કરાવે છે અને પ્રતીતિ થયા પછી આત્માનો-શુદ્ધાત્માનો અર્થાત્ પરમાત્માનો-બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે એ વિષે આપણે ત્રીજા વ્યાખ્યાનમા વિવેચન કરીશું

ॐ नमोवीराय

विषय –

## उपयोग सहित अने उपयोग रहित धर्मक्रियाना फळोमा देखातो महान् अतर ।

લેખક –કર્તા.

જેમ લુણ વિનાની ખીચડી, દિવા વિનાનું ઘર, સૂર્ય વિનાનો દિવસ, ચદ્ર વિનાની રાત્રિ, દેવ વિનાનુ દેહેરૂ, પતિ વિનાની સ્રી, ધર્મ વિનાનો સસાર, ગુરૂ વિનાનો ઉપાશ્રય, સુગધ વિનાનું પુષ્પ, તેમ ઉપયોગ વિનાની ધર્મ ક્રિયાઓ લાગે છે

પરતુ લુણ સહિત ખીચડી, કેવી સારી સ્વાદિષ્ટ લાગે. દિવાથી ઘર કેવું દીપે, દેવ સહિત દેહેરૂ કેવું શોભે, સૂર્ય સહિત દિવસ કેવો સુદર લાગે, ચદ્ર સહિત રાત્રિ કેવી ખીલે, પતિ સહિત સ્રી કેવી હસતી હોય, સુગધ સહિત ફુલ કેવુ મઘમઘે, તેમ ઉપયોગ સહિત ધર્મક્રિયા કેવી સુદર, રમણીય, કલ્યાણ કારક, આનદપ્રદ હોય ?

ઉપયોગ એ શબ્દનું જીવન છે જેમ જીવસહિત માણસ મગળ લાગે છે, તેમ ઉપયોગ સહિત ધર્મક્રિયા કેવી માગલિક લાગે, જેમ સજીવ મનુષ્ય કેટલું કામ કરે, તેમ ઉપયોગ સહિત ધર્મક્રિયા કેટલું કામ કરે ?

સ્પષ્ટતાની ખાતર કહેવું જોઈએ કે મહા મંગળકારી ધર્મક્રિયા પણ ઉપયોગસહિત હોય તોજ આપણને મંગળકારી સત્વર થઈ શકે છે, નહિ તો કાલાંતરે પણ તે મંગળકારી થાય કે કેમ તે સંશય યુક્ત વાત છે હા, અમંગળકારી તો નહીજ

એટલુ આપણે તો યાદ રાખવાનું છે કે પ્યાલી-પ્યાલો મોઢે માંડ્યાથી ઘટ ઘટ મોઢામાં દૂધ પડતું તથી, અને ક્ષુધા તૃષા શાંત થતી નથી, તેમ ઉપયોગ રહિત ખાલી શબ્દોથી ચેતનની ધર્મ જીજ્ઞાસા રૂપ અનાદિ કાળની ક્ષુધા શાંત થતી નથી

સેંકડો નહિ પણ હજારો, હજારો નહિ પણ લાખો વાર ચેતન ધર્મક્રિયા રૂપ અમૃત ભોજન કરવા બેસે છે, પરંતુ હજી તે ભૂખ્યો અને ભૂખ્યો લાગે છે તેનું કારણ શું? ધર્મક્રિયા રૂપ થાળી, રકાળી, પ્યાલા કે પાત્રોમાં ઉપયોગ રૂપ અમૃત હજી ચેતનને ખાવા, પીવા મળ્યું નથી

જેટલા પ્રતિક્રમણ, જેટલા સામાયિક, અને જેટલા પ્રભુ પૂજન થાય છે, તેના દશમે હિસ્સે પણ ઉપયોગ સહિત ધર્મ આચરણ થતા હોય તો પ્રતિક્રમણવડે અશુભ નિવર્તી થઈ ચિત્તવિશુદ્ધિ સૌંદર્યવતી હોય! કેટલા આ પ્રભુ પૂજનથી પુણ્ય ઉપાર્જનના મેરૂ મેળવતા હોય, કેટલા સામાયિક વડે મોહાંધકારને પલાયન કરાવી આત્મ દર્શનના ઉજાસથા આનંદમગ્ન હોય?

દાખલા તરીકે પ્રતિક્રમણ રૂપ ઉપયોગ સહિત ધર્મ-ક્રિયા લઇએ અને પ્રતિક્રમણના પ્રમાણરૂપ તેના અર્થ-હેતુની ગાથાનો અહી વિચાર કરીએ

स्वस्थानात्पर स्थानं प्रमादस्य वशाद्गत ।
तत्रैव क्रमण भूय प्रतिक्रमणमुच्यते ॥

ભાવાર્થ—સ્વસ્થાનથી (સ્વસ્વરૂપથી) એટલે જ્ઞાનાદિ ઉપયોગથી, પરસ્થાનમા પ્રમાદ વશતાથી જવાયું હોય, તો ત્યાજ એટલે સ્વસ્થાન રૂપ, જ્ઞાન, દર્શન, ચરિત્ર, આનંદ અને વીર્યાદિમા ઉપયોગ વશતાથી વારવાર લાવવાની ટેવ પાડવામા તો તે પ્રતિક્રમણ કહેવાય અને તેનો કેટલો જ્ઞાન પ્રકાશ થતો હોય, સૂર્યની પેઠે સસારના અધકાર મટાડી જગતમા પ્રકાશ કરતો હોય, કેટલા દર્શન પ્રભાવથી ચદ્રની પેઠે મોહાધકારને દૂર કરી ચાદની ચારે દિશે પ્રસરાવતો હોય, કેટલો સ્વાનદે દુખના ડુગરના ચૂરા કરી સુખના મેરૂપર સ્વાશ્રિત થયો હોય !

બીજા દાખલા તરીકે ઉપયોગ સહિત ઉપવાસ લઇએ.

कषाय विषया हार त्यागो यत्र विधियते ।
उपवास स विज्ञेयः शेषं लघनकं विदु ॥

ભાવાર્થ—જેમા ક્રોધાદિ ચાર કષાય, પાચે ઇંદ્રિયોના ત્રેવીશ વિષયો, કવલાદિ ત્રણ પ્રકારના આહારનો ત્યાગ

થાય છે, તેનું નામ ઉપવાસ કહેવામા આવે છે આ પ્રકારે જો ન થએલું હોય તો ત્યા લાઘવ્યું કહી છે, એમ સમજવું

હવે ઉપયોગ પૂર્વક ઉપવાસ કરતાં શી ખુબી થાય છે, તે જોઇએ ત્રણ પ્રકારના આહારનો તો ત્યાગ થાય છે, એટલે ઓજસ આહાર જે ગર્ભમા લેવો પડે છે તેનો ત્યાગ, તેમજ રોમ આહારનો પણ ઘણેક ભાગે ત્યાગ હોય, અચેત પરિમિત જળથી સ્નાન કરવામા આવે, વળી ચરબી વાળા સાબુ ન વાપરવામાં આવે તો રોમ આહા રથી પણ બચાય છે, તેમ કવલ-કોળીઆ આહારનો પણ ત્યાગ થાય છે, તથાપિ પ્રત્યાખ્યાન લેતી વખતે હાથ આહારના એટલે કવલ આહારના પ્રત્યાખ્યાન લેનાર દેનાર તે ઉપયોગમા છે હવે ઉપવાસ કરવાના સાયન્ટિફિક હેતુઓ પણ હોઇ શકે કે આહારથી કોઈ પણ જીવની હિંસા થાય છે હિંસાથી નિવૃત્ત થતા પોતાની હિંસા થતી અટકે, અર્થાત્ મરણથી બચાય એમ ન્યાય પુરસ્સર સમજાય છે વળી આહારથી શરીર થયું છે અને શરીર એ જન્મ, મરણ અવશ્ય લાવે છે માટે મરણ દૂર કરવાને જન્મ દૂર થવો જોઇએ અને જન્મ દૂર કર વાને શરીર દૂર થવુ જોઇએ અને શરીર જે આહારમાથી ઘડાય છે તે આહાર દૂર કરવો જોઇએ. આત્મા અણુહારી છે તો જીવે અણુહારી રહી પોતાની સાદિઅનંત કે

અક્ષયસ્થિતિ પ્રાપ્ત કરવી જોઇએ, પરંતુ ઉપવાસની વ્યાખ્યામા જ્યાં સુધી વિષયનો અને કષાયનો ત્યાગ ન થાય ત્યા સુધી એકલા આહારનો ત્યાગ કરવો તેને લાંઘણ કરી કહેવાય છે જેમ કોઇ માણસ પાસે રૂપિઆ માગતો હોય અને તે આપે નહિ તો લોકો તેને ત્યાં પૂર્વે લાંઘવા બેસતા, એમ ધર્મ પાસે લોકો અમરપણુ માગે છે પણ તે આપતો નથી, તો ખાવાનુ બધ કરી ધર્મ પાસે લાઘવા બેસવાથી અમરપણુ આવતું નથી, પરંતુ ધર્મ એમ કહે છે કે કષાય અને વિષય તેમજ આહારનો ત્યાગ કરો એટલે અમરપણુ આત્માની પાસે રહેવાથી પ્રાપ્ત થશે, કારણ કે ઉપવાસ એટલે આત્માની સમીપમાં નિવાસ ।

અર્થાત્ પ્રથમ સતોષ, પછી રસેદ્રિના વિષયનો ત્યાગ, પછી આહાર ત્યાગ, આમ ત્રણે કરવાથી આપણો આત્મા પોતાના સ્વરૂપમા—જ્ઞાન, દર્શન, ચારિત્ર, આનદ, વીર્યાદિ ગુણમા રમી અત્યત આનદ પામશે આનુ નામ ઉપવાસ આત્મ ગુણો પાસે વાસ—આમ ઉપવાસ કરવામા આવે તો પછી ઇદ્રિયો ઉપર કે શરીર ઉપર અર્થાત્ મન પર પણ જય મેળવી સસારનો કટાળો—કટાળા રસ જઈ મૂક્તિ સુખનો ઉપવાસાદિથી અહીં પણ આનદ લેવાય

**ત્રીજુ દષ્ટાત ઉપયોગ પૂર્વક સામાયિકનુ લઇએ.**

समता सर्वभूतेषु सयमः शुभभावना ।
आर्तरौद्र परित्यागस्ताद्धि सामायिकव्रतम् ॥

ભાવાર્થ—પ્રથમ સર્વ પ્રાણીમા સમભાવ એટલે પોતાના સરખા ગણવા તે, આમ થતાજ મનનો સયમ થાય અને સયમ થાય કે મૈત્રી ભાવના સર્વ જીવમા ઉદ્દભવે, ગુણે જ્યા ન્યૂન હોય, ત્યા કરૂણા આવે પણ તિરસ્કાર નહિ, કારણ કે સમાન છે, એટલુંજ નહિ પણ મિત્ર છે, આમ થયું કે જે ધ્યાન થઇ રહે છે તે પણ આર્ત નહિ પણ ધર્મ, અને રૌદ્ર નહિ પણ શુકલ આવા અભ્યાસ પૂર્વક બે ઘડી સામાયિક કરતા પણ આ સમભાવ સામાયિક વધે અને શુદ્ધ શ્રાવકને પગલે આપણને ચલાવે !

ॐ

## कइ अपेक्षाए जगत्कर्ता आत्मा छे ?

વિષય –

લેખક – કર્તા.

આ કલમ જે વડે લખાય છે તે કોણ લખે છે ? લેખકમાં રહેલ આત્મા આમ લખાણુનો કર્તા આત્મા ઠરે છે તેમજ આ લેખણુ બનાવનાર પણ આત્મા, કારણકે આત્મા એજ સ્ટીલ બનાવી, આત્માએજ હોલ્ડર ઘડયું માટે લેખણુનો કર્તા પણ આત્માજ નિર્ણિત થાય છે. વળી જે લોખંડમાથી સ્ટીલ બની તે લોખંડના પુદ્ગલ પરમાણુ ને લોખંડરૂપે, અને જે લાકડામાથી સ્ટીલ બની, તે લાકડાના કકડાના પરમાણુને ઝાડરૂપે પણ તેમાં રહેલા આત્માએજ તે ઉગાડયું આમ આત્મા ઝાડનો, આત્મા લાકડાનો, આત્મા હથિઆરોનો અને આત્મા હોલ્ડરનો કર્તા છે તેમ આત્મા લોખંડનો, આત્મા સાંચાઓનો, આત્મા એજ સ્ટીલનો કર્તા છે આ પ્રમાણે લેખણુનો કર્તા આત્મા અને લેખણુના સાધનવડે લખાતું આ લખાણુ તેનો કર્તા તે આત્મા એજ પ્રમાણે આ જગત્ જેમાં કોઈ પૃથ્વીરૂપે પાણીરૂપે, અગ્નિ રૂપે, વાયુરૂપે, વનસ્પતિરૂપે, જંતુરૂપે, મત્સ્યાદિરૂપે, પક્ષીરૂપે, પશુરૂપે, મનુષ્યરૂપે કે દેવતારૂપે, જે

દશ્ય થાય છે, તે સઘળુ તે તે રૂપમા રહેલા આત્માએજ બનાવ્યું છે લોકો કહેછે કે આ હોલ્ડરનું લાકડુ તો સુતારે ઘડયું, માટે તેનો સુતાર કર્તા, પણ ઝાડનો કર્તા તો ઇશ્વર ! જૈન સિદ્ધાંત એમ કહે છે કે ઝાડા રૂપે પુદ્ગલને ઓઠવનાર પણ ઝાડમાં રહેલો આત્માજ છે, માટે કર્તા આત્મા છે (મનુષ્ય પેઠે ઝાડમા શકિત છે તો એ કર્તૃત્વ શક્તિને કોઈ ઈશ્વર જાણે-કહે તેથી શું થયું ? )

પ્રત્યેક શરીર બનાવનાર આત્મા છે અને પ્રત્યેક શરીરમા રહી બીજા અનેક દ્રવ્યોની રચના પણ આત્માજ કરે છે આત્મા ઇંદ્ર, ચદ્ર, નાગેન્દ્ર, તીર્થંકર થાય છે આત્માજ કીટ અને તેજ આત્મા પણ પતગ, પક્ષી, તેજ મનુષ્ય, દેવતા થાય છે માટે કર્તા આત્માજ છે

આ પુસ્તક જે કાગળનું બનેલુ છે, આ કાગળ જે કપડાનો બનાવેલો છે, આ કાપડુ જે કાપુસનું બનેલું છે, અને આ કાપુસ જે વનસ્પતિ છે, તે વનસ્પતિમાં રહેલ આત્માજ કાપુસનું શરીરપણુ રચે છે, પછી મનુષ્યમા રહેલા આત્માએજ રૂ, સુતર, કાપડ, કાગળ બનાવ્યા, આમ આત્મા પડેજ-પોતેજ કાપુસ થયો, અને તદન તરનાના પ્રકારની ક્રિયા થઇ કાગળ કે પુસ્તક થયું તે પણ કર્યું— આત્માએજ, માટે કર્તા તો આત્માજ ઠરે આત્મા આમ વિદ્વાન, રાજા, દેવ, ઇન્દ્ર વગેરેના શરીરો બનાવે છે તદનુ-

કુલ શરીરો રચી શકે છે આમ બહાય વિશ્વ સકલનો કર્તા નાના પ્રકારનો આત્માજ છે એ આત્મામા રહેલું રચન-સામર્થ્ય આત્મમા વિભાવિક છે તેમ આત્મા દ્રષ્ટા થવાથી આ નાના રૂપવાળુ જગત દ્રશ્ય થાય છે રચના–શકિત સઘળી આત્માની હોવાથી, તે શકિતને ઘણા લોકો ઇશ્વર કહે છે, તો તે કહે, પરતુ જૈનો તો કહે છે કે, એ રચન–શકિત તે આત્માનું કરેલું કર્મ-ક્રિયા છે અને એ કર્મના જયરૂપ કાર્ય પણ તે કરે છે બાહ્ય જગતનું કારણ કર્મ–ક્રિયા, અને તેનો કર્તા તે આત્મા આમ એક ભાગ તેને ઇશ્વર કહે છે, જેને બીજો વર્ગ કર્મક્રિયા શકિત કહે છે આત્માની ક્રિયા કે કર્મ જે વડે આ જગત દેખાય છે તે ક્રિયા શકિત તે ઇશ્વર સમજવું, પરતુ એ ક્રિયા શકિતનો કાબુ જેના હાથમા છે, જેનો તે જય કરી શકે છે, તેને ઇશ્વર નહિ પણ પરમેશ્વર કહી શકાય છે,

વિ. વિ. યોગાર્થી કુવરજી.—આ ઉપરથી એટલુ તો સિદ્ધ થઇ ચૂકયું કે આત્મા એજ કર્તા–હર્તા–ભોકતા છે સર્વ સત્તા સર્વ બાજી આત્માના હાથમાં છે એજ જીવે (કર્મ સહિત આત્મા) અત્યારસુધી લક્ષચોરાસી યોનિમાં અનત અનતીવાર ફરી આવી, દેવોનેપણ દુર્લભ એવું મનુષ્ય શરીર ઘડયુ–રચયુ, તો અતિમ આદર્શ રાખી એટલેકે perfection પૂર્ણતા મેળવનારા મુમુક્ષુઓએ હૃદયસ્થ

એ જ્ઞાન કરી લેવું કે 'આપણે જેવા થવા ઇચ્છીએ તેવા બની શકીએ છીએ, ઉન્નતિ ક્રમ–આત્માના વિકાસક્રમ ઇત્યાદિ સર્વે ગુણોની પ્રાપ્તિ આપણી અંદર ચૈતન્ય સ્વરૂપે રહેતા આત્મામાંથીજ ઉદ્‌ભવે છે હાલ એ ગુણો પ્રસુપ્તપ્રચ્છન્ન પણે છે કર્મોનું નિકંદન કરીને–આત્માનો વિકાસ થઇ એ ગુણો પૂર્ણ પણે પ્રગટશે ત્યારે ત્રિલોકના નાથ–પરમાત્મા સ્વરૂપ–સચ્ચિદાનંદ સ્વરૂપ– સિદ્ધાત્માપણું પ્રાપ્ત કરશે

ॐ

# मनुष्य केवल स्वाधीन छे के केवळ पराधीन ?

विषय —

लेखक – कर्ता

મનુષ્ય કેવળ સ્વાધીન નથી, તેમ કેવળ પરાધીન પણ નથી, સ્વાધીન પણ છે અને પરાધીન પણ છે, પૂર્ણ પરાધીન છે અને પૂર્ણ સ્વાધીન પણ છે

મનુષ્ય કેવળ શરીર નથી, પરતુ મનુષ્યમા રહેલો જીવાત્મા, શરીર મન અને અત કરણ એ ત્રણનો બનેલો છે એટલા માટે આ વિષયનો વિચાર કરતા તેની શારીરિક પરાધીનતા અને સ્વાધીનતાનો, તેમજ માનસિક પરાધીનતા અને સ્વાધીનતાનો, અને આતરિક–અથવા ધાર્મિક પરાધીનતા અને સ્વાધીનતાનો વિચાર કરવો જોઈએ આમ વિચાર કરતા શારીરિક પરાધીનતા સ્વાધીનતાની સાથે રાજકીય પરાધીનતા–સ્વાધીનતાનો પણ સમાવેશ થાય છે

સૂક્ષ્મ વિચાર કરતા મનુષ્ય જેમ જેમ પરાધીનતામાંથી છૂટી સ્વાધીનતામા આવતો જાય છે તેમ તેને પોતાનેજ માલુમ પડતું જાય છે, કે કોઈ એક આરામાં એવી

શક્તિ રહેલી છે કે જે આપણા જગતના સર્વ માનવ બાધ વોમા આ શક્તિ હાલ પ્રગટ નથી. તેમજ તેઓમાના પ્રત્યેકમા કોઇ એવી શક્તિ પ્રગટે છે કે બીજી કોઇ વ્યકિતઓમા નથી માટે એ પ્રગટ થયેલી શકિતને માટે હું સવ મારી માનવ પ્રજાનો રાજાધિરાજ છુ, તેમજ તેઓમાના પ્રત્યેકમાં જે શકિત પ્રગટ છે તે માટે તે પ્રત્યેક વ્યયકિત રાજાધિરાજ છે અને તેઓમાના પ્રત્યેકની હું પ્રજા છું હવે જેમ પિતા પુત્રને પોતાના સમાન બનાવવા, પોતાથી અધિક સામર્થ્યવાળો જોવા જાણુવા ઇચ્છે છે, તેમ હું પણુ આ શકિત જે મારામાં પ્રગટ છે તે શકિત મારી પ્રજામા પ્રાદુર્ભાવાવા, તેઓને મારા સમાન બનાવી, મારાથી અધિક જોવા જાણુવા ઇચ્છુ છુ આ કાર્ય થઇ રહ્યા પછી જે શકિતને માટે હું હાલ રાજા છું, તે શકિત બીજા સર્વમા પ્રગટાવ્યા પછી, મારા સમાન કરવા પછી, હું મારામા તેથી ઉચ્ચ શકિતની શોધ કરવા મડુ છુ તો તે પણુ શોધતા પ્રથમની પેઠે તે પણુ અનુપમ સામ ર્થ્યવાળી છે, અને તેનું દાન, શિક્ષણુ આદિ પ્રજાને આપી મારા સદશ કરવા કે જેને લીધે તેથી પણુ ઉચ્ચતમ સ્થિ તિએ હું ચડુ

ઉદાહરણુ —

જુઓ બાલક અલ્પપણુમા માની કેડ પર બેસે છે, તે

પોતાની મેળે ક્યાંય પણ જઈ શકતું નથી જો માતા તેને લઈ જાય તોજ તેનાથી જવાય છે

દીવાનખાનાની મધ્યમાં આવેલા ટેબલ પર એક સુંદર રમકડું છે તે પારણામાં પોઢેલું બાળક તેને જોઇ શકે છે અને તેને લેવાનું મન થાય છે, પારણામાંથી બહાર આવી તે ટેબલ પરથી રમકડું તેને લેવું છે, છતાં કેમ લેવાય? પોતામાં તેટલી શકિત નથી, તેથી આખરે રડવા લાગે છે આ તેની પરાધીનતા જોઇ કોઇને દયા આવી અને તેથી તેણે તેને બહાર મૂક્યું તો પણ તે બાળક ટેબલ પાસે જઈ શકતું નથી ઉભુ રહી શકતું નથી આ જોઈ કદાચ તેની સઘળી પરાધીનતા પર દયા લાવી અથવા તેના રડવાથી કંટાળી તેને રાજી રાખવાની ફરજ સમજી, તેને ટેબલ પાસે પોતાની કેડપર કે હાથ પર ઉચકી લઈ આવે તો તે બાલક કદાચ તે રમકડું લે, લે તો પણ પોતાના હાથમાં પકડી ન શકે, તેથી તે રમકડું પડી જાય, અને પડી જતા વળી રડે આવી પરાધીનતા જોઈ તેને પોતાના હાથમાં રમકડું રાખી રમાડે આમ બાળક શરીરે પ્રથમ પરાધીન છે

પછી તે જ્યારે ચાલવા શીખે છે ત્યારે તે પોતાની વ્હાલી માતાનો હાથ પકડી ચાલે છે, કંઇક ચાલવા શીખ્યા પછી તેની માતાની આંગળી પકડી ચાલે છે, એમ

કરતા કરતા છેવટે પોતાની માતાની મદદ વિના ચાલવા શીખે છે

હવે આપણે વિચાર કરીશું તો માલુમ પડશે કે અત્યાર સુધી તે બાળકને ઘરમાથી કઇ વસ્તુ જોઇતી હતી તો તે મા, બ્હેન, ભાઇ કે કોઇ માણસ મદદ આપતું ત્યારેજ તે તેને મળતી અર્થાત્ જે કામ તેનાથી ચાલી ન થતું તે કામ બીજાને ચાલી કરી આપવું પડતું, એટલે કે તે ચાલવાની ક્રિયામા પરાધીન હતું, હવે તે સ્વાધીનતા પામ્યુ તે ચાલી શકે છે, ઘરમા જ્યા સુધી હાથ પહોચે ત્યાં સુધી સ્વાધીનતાએ ગ્રહણ કરી શકે છે, આમ પરાધીનતામાથી ચાલવા સબધો સ્વાધીનતામા આવ્યું

હવે શું આ ચલનશકિત-ચાલવાની ક્રિયા બચ્ચાના માબાપે આપી ? નહિ, એમ નથી ચાલવાની શકિત તો તે બાળકના પગમા હતીજ, પરતુ તે પ્રચ્છન્ન-ગુપ્ત હતી, તે શકિત પ્રગટ થઈ બહાર આવી હવે વિચારો કે મા બાપે, આ ચલન શકિત બાલકના પગમા હોવા છતા તે બહાર આણી શકાતી નહતી તે શકિત, પોતાની સહાયથી બહાર આણી, બચ્ચાને આભારી કર્યો નથી ?

જે બાળક ચલનક્રિયાને માટે પરાધીન હમણા નથી પણ અત્યાર સુધી હતું, તે બાળક માતપિતાની સહાયથી ચલનક્રિયામાં સ્વાધીનતા પામ્યું, તથાપિ અહીં કહેવું

જોઈએ કે પરાધીનતામાજ સુખ માનનારા બાળકો " મા મને તેડને, મા મને તેડને ' મા મને તેડને " એમ કરી પોતાની માની કેડે તેડાવી પોતે ચાલે નહિ, તેથી પગની કસરત વિના પગ પાતળા થઈ ચાલવાને અશકત થઈ પડે છે અને આખરે ઘસાઈ જાય છે.

આમ ચલન સ્વતત્રતા તેમજ વસ્તુ ગ્રહણ સ્વતત્રતા પ્રાપ્ત થવાથી બાળક પૂર્ણ સ્વાધીનતા પામી જતુ નથી જેમ કે દુધ, પાણી માતાનો તેમજ ખોરાક માટે માત પિતાનો આધાર લેવો પડે છે ક્ષુધાનુ દુ ખ મટાડવાને તેમનો આધાર લેવોજ પડે આમ બાળ અવસ્થા પછી કિશોર અવસ્થા પણ પસાર કરી યુવાન થતા જેમ શરી રમા સ્વાધીન થયો તેમ શરીરને પોષક એવા અન્નાદિની પ્રાપ્તિ માટે પણ પિતા-કે વાલીની સહાયથી શીખી સ્વા ધીનતા પામે છે, અને પરાધીનતામાથી છુટે છે આજ પ્રમાણે ટાઢ અને તડકાના સુસવાટ અને ઉકળાટથી બચ વાને માટે જોઈતા, જાડા, પાતળા વસ્ત્રો પણ પોતાની સ્વાધીનતાના ઉદ્યોગના ખજાનામાથી પૈસા પ્રાપ્ત કરી મેળવી શકે છે

આમ શરીર સબધી સ્વાધીનતા પ્રાપ્ત કરે છે અને એ સ્વાધીનતા પ્રગટ કરવામા જે માતપિતાએ મદદ

આપેલી હોય છે, તેનો તે બાળક-કિશોર-યુવાન સહને માટે એહમાનમદ કે ઋણી થઇ રહે છે

સુપિતા પણ પોતાનો બાળક, સ્વાધીન થયો, પોતે કમાઇ ખાતો થયો, પોતાના પગ પર ઉભવા લાગ્યો- પોતાના પગે ચાલવા લાગ્યો-પોતાનું બાહુબળ અજમાવા લાગ્યો એ જોઇ-દેખી આનંદ પામે છે, પણ ઇર્ષા કરતા નથી એટલુંજ નહિ પણ પોતાના કરતા તે વધારે ચઢીયાતો થાય તે જોવા ઇચ્છે છે

---

# ' मानसिक स्वाधीनता—पराधीनता '

આજ પ્રમાણે આપણા વિદ્યાગુરૂ પણ આપણા માતા યા પિતા છે, એટલુજ નહિ પરતુ આ વિદ્યાગુરૂ, વિચાર ગુરૂ ખરા માતાપિતાજ છે કારણ કે માતાપિતાએ કરેલો ઉપકાર તે પણ ગુરૂરૂપ માતા પિતાથી સમજાય છે, એટલુજ નહિ પણ તે ઉપરાત મનુષ્યનુ મૂખ્ય સ્થાન શરીર નથી પરતુ વિચાર છે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ જતુ અને પશુ એ ઘણા શરીરમા જઈ વસે છે, પરતુ મનુષ્યનું સ્થાન શરીર નથી, પણ મન છે મનુષ્ય શબ્દનો અર્થજ મનન કરનાર–વિચાર કરનાર એવો થાય છે એટલા માટે જે વિદ્યા ગુરૂ શિષ્યને વિચાર કરતા નથી શીખવતા તે ગુરૂ નથી, તેમજ જે માણસ વિચાર કરતા નહિ શીખ્યો તે માણસ નહિ, પણ પશુ રહ્યો

આવા શરીરની સ્વત ત્રાવાળા–સ્વાધીનતાવાળા માણસો ઘોડા–હાથી તો શું પણ છેવટે સિહને પણ તેમના પોતાના વિચાર બળથી પરાધીન કરી મૂકે છે હ મેશ માણસ જેઓ વિચારના નિર્બળ હોય છે, અને શરીરમા બળવાન હોય છે, તેઓ વિચાર નિર્બળ હોવાથી વિચાર બળવાળાના આધીન તો શું પણ ગુલામ થઈ રહે છે

તો વિદ્યાગુરૂ-વિચારગુરૂ-તત્વનેત્તાઓનું કર્તવ્ય છે કે માણસ, જે તેમનું વિચાર બાળક છે તેમને પ્રથમ હાથ, પછી આંગળી ઝાલી વિચારરૂપી મનરૂપી પોતાના પગે ચાલતા શીખવવા, નિરતર પરાધીન ન રાખવા જેમ સુપિતા પોતાના પુત્રમા અધિક દ્રવ્ય પ્રાપ્તિ કરવાની શક્તિ પ્રગટ થએલી જોઈ આનદ પામે છે, તેમ સુગુરૂએ પોતાના વિચાર પુત્રને અધિક સમજુ જોઈ રાજી થવું જોઇએ એમ ન કહેવું જોઇએ કે શું તું મારા કરતા વધારે સમજુ થઇ આવ્યો ? પરતુ વધારે સમજનાર-શિષ્યરૂપ પુત્રને જોઇ સુપિતાની પેઠે હર્ષિત થવુ જોઈએ

મારે અત્યારે કહેવું જોઈએ કે શરીરના માતપિતા તો પોતાની ફરજ હાલ કઇક બજાવે છે, પરતુ વિશેષ ઉપકારી એવા વિશેષ ઉચા દરજ્જાના એવા માતપિતા, અમને વધારે વિચારવાન્ બનાવવા પુસ્તકોએ ભણાવે છે, પરતુ વિચાર કરતા શીખવતા નથી

તેઓ જેમ નર્સ ફીડીગ બોટલમાંથી દુધ પીવડાવે છે, તેમ અમારા જેવા વિચાર બાળકોને પુસ્તક રૂપી ફીડીગ બોટલમાથી બીજાના વિચારો પાય છે-સમજાવે છે વળી કોઇ એક નર્સ જેમ પોતાના દુધનું સ્તનપાન કરાવે છે, તેમ કોઇ એકજ વિદ્વાન પોતાનાજ વિચારરૂપ દુધ પાઇ અમને કુદરતી દુધના વિચારરૂપી દુધ પાઇ બળવાન

પરતુ જેમ પીડીગ બોટલમાથી દુધ પાનારી નર્સો કરતા, પોતાનું દુધ પાનારી નર્સો જુજ હોય છે તેમ મનો નર્સ રૂપી વિદ્વાન્ તો તેટલા પણ નથી લાખો તો શું પણ કરોડો વિદ્વાનોમાથી પણ એક ભાગ્યે પોતાના વિચાર-તત્ત્વો રૂપી દુધ પાઇ પોતાનાથી વધારે પુષ્ટ બાળકને કરતુ હોય

આને લીધે આપણી દુનિયામા તેમા પણ આ હિંદુસ્તાનમા પોતેજ વિચાર કરનાર વિદ્વાનો, પ્રભાવિક ગુરૂ વિના કયાથી પ્રાપ્ત થાય? સઘળા બીજાના વિચારરૂપી દુધ પીનારા બાળકો છે પોતાના વિચાર કોઇ કરતુંજ નથી

કોઇ પુસ્તકો વાચી વાચી એટલે પુસ્તકોરૂપી કેડપર બેસી બેસી ફરનારા ખરા વિદ્વાનો નથી, પણ માની કેડમા બેસી ફરનાર બાળકો છે આવા તે શું પડિત નામને યોગ્ય છે? આમ મૂળ વિચાર કરનાર ગુરૂ જોઇએ, અને વિચારના કરનાર આપણે થઇએ, એવું ઇચ્છીએ છીએ કેવળ વિચારરૂપ દુધમા નહી પણ ગુણમા પરાધીનતા છે, તો પછી સ્વાધીનતા કયાથી મળવે? સદ્ગુરૂનું સ્થાન મન નથી પણ હૃદય છે અને સદ્ગુરૂની શાળા એ શાળા નથી, પણ ગુણનું ઘર છે ઘણા તો ગુરૂ કહે તેમજ ચાલે છે ગુણમા પરાધીન છે પોતાના ગુણરૂપ પગવડે તેઓથી ટટાર ઉભા રહેવાતું નથી

સદ્ગુરૂએ આપણને પગે ચાલતા શીખવવુ જોઇએ

જેમ આપ પોતાના પુત્રને પોતાના જેવા કરે છે કે જેથી તે પુત્ર તેના સમાન સ્વાધીન થયા પછી પોતે પિતા થાય પિતા જેવો થાય એટલે પોતે પણ પુત્રનો બાપ થાય અહીં પૌત્રને લેઈ પિતા વધારે રાજી થાય છે, પરંતુ ગુરૂ તો પોતાના જેવા કરતા નથી, અને પોતેજ સદા ગુરૂ બની રહે છે આજ પ્રકારે રાજાએ પિતા છે અને પ્રજાએ પુત્ર છે તો રાજાએ પ્રજાને-રાજા બનાવવી જોઇએ, જો તે એમ નહી કરે તો તેના છોકરાના-તેમની પ્રજાના રાજ્ય રૂપી પગ ઘસાઇ જશે-રાજ્ય દ્વારી પગ ઘસાઇ જશે પરંતુ રાજા પ્રજા રાજ્ય કરવા સમર્થ થતી જોઈ ખુશી ન થાય તો તે રાજા એ રાજા નથી-પણ આપ-ખુદ-જુલ્મી પોતાના પુત્રની ઇર્ષ્યા કરનાર હોઇ તે કુરાજા છે તેમ જે રાજાએ રાજ્ય કરતા શીખવ્યું, તેનો ઉપકાર આ જન્મ તો શું પણ જન્મો જન્મ ન ભૂલવો જોઈએ

## ઉપસંહાર

શરીર પિતાએ-શરીર સમાન } પુત્રાને<br>
વિચાર પિતાએ-વિચાર સમાન } કરવા<br>
સદ્દગુરૂ પિતાએ-સદ્દગુરૂ સમાન } જોઇએ

આજ પ્રમાણે સઘળી કળામા થવું ઘટે એટલુંજ નહિ, પણ પોતાથી અધિક બળવાન્ શરીરવાળા, વિચાર બળવાળા અધિક ગુણ બનાવવા જોઇએ કારણ કે—

## सर्वं तो जयमाकांक्षेत्पुत्रात् शिष्यात् पराजय ।

સર્વ કોઈનો જય કરવો-પરંતુ પુત્રને અને શિષ્યને તો એવા બનાવવા કે આપણે તેનાથી હારી જઇએ

જેમ પુત્ર સ્વાધીન થતા પિતા વાનપ્રસ્થ retired થાય છે, જેમ શિષ્ય સ્વાધીન થતા ગુરૂ વાનપ્રસ્થ થાય છે, જેમ પ્રજા સ્વરાજ્ય ચલાવે છે કે રાજા રીટાયર્ડ-વાનપ્રસ્થ થાય છે, તેમ મનુષ્ય સ્વાધીન થતાં-ઈશ્વર થતા ઈશ્વરે રીટાયર્ડ થઇ પરમેશ્વર થવા અન્ય વિશ્વનું પ્રભુત્વ પ્રાપ્ત કરવું જોઇએ સ્વાધીન કરનાર નિરંતર સ્વાધીન થતો જાય છે, પરાધીન રાખનાર વિશેષ પરાધીનતામા ઉતરી પડે છે



ॐ नमो वीराय ।

# उपयोगे धर्म

विषय —

લેખક –કર્તા

In consciousness enshrines Religion

" ધર્મ ધર્મ કરતો મૈ ફરૂ તો રણુ રોઝ સમાન "

**આનંદઘન.**

અનુપ પુણ્ય ઉપાર્જન કરવામા છેવટે તીર્થંકર ગોત્ર પણ બાધવામા મહાન્ ઉપકારક શ્રીજીનેશ્વરની પૂજા છે, અશુભ કર્મની નિવૃત્તિ કરવામા આપણી પ્રતિક્રમણરૂપ ધર્મ ક્રિયા સરસ સાધન છે અને અશુભ કર્મ તથા શુભ કર્મ બન્નેની નિવૃત્તિને માટે આપણી સામાયિકની ક્રિયા છે, આ ક્રિયાઓ ઘણુ કરી આવા મનોસફળ આપનારી થાય છે

પ્રતિક્રમણથી જો અશુભ નિવૃત્ત કરીએ તો આપણે જીનના પુત્રો નારક અને તિર્યચની ગતિનો જય કરવા પામીએ પૂજનથીએ આપણે શુભકર્મ બાધીએ તો આપણે દેવ ગતિએ ચડીએ કે હાલના કરતા ઉત્તમ અને વખતે દેવના કરતા ઉત્તમ માનવગતિ પામીએ સામાયિકથી શુભ અશુભ ઉભય પ્રકારના કર્મનો જય કરી સમભાવે રહિએ તો આ પણે શિવ સુખ પ્રાપ્તિ-મોક્ષ સુખનો અનુભવ અહીં આ માનવાવતારમા આ જૈન દશામાજ આપણને થાય

પરતુ આ ધર્મ ક્રિયામા જો ધર્મ હોય તોજ તે ધર્મ ક્રિયા અને ધર્મના હોય તો તે કેમ—?

કારણ કે જૈનશાસ્ત્રમા વચન છે કે ઉપયોગે ધર્મ, માટે ઉપયોગ વિના આ ક્રિયા થાય તો તે ધર્મક્રિયા નહિ પણ કર્મક્રિયા સમજવી

જેમ મનુષ્ય કે કોઈ પ્રાણી જીવ વિનાનો હોય તો તે મુડદુ ગણાય તેમ જે મન, વચન, કે કાયાથી ક્રિયા કરાય તેમાજ આપણો ઉપયોગ ન હોય તો તે ક્રિયા મુડદા રૂપ છે

હવે જીન મદિરમા કે ઉપાશ્રયમા કે પૌષધાલયમા કોઈ શળ લાવે તો આપણે આસાતના ગણીએ છીએ તો પછી ઉપયોગ રહિત પ્રભુપૂજા પ્રતિક્રમણ કે સામાયિક હોય તો શું તે જીવ વિનાના નથી? કડછીને દુધપાકની શી ખબર? તેમ ઉપયોગ વિનાની જીભને શું ખબર કે હું શું બોલી?

આ વૃક્ષ કેવુ મનોજ્ઞ છે? તેમા ફુલોની આકૃતિ કેવી મનોહર આખને લાગે છે અને ઠડક ઉત્પન્ન કરે છે? તેની સુગધ નાસિકા ઇંદ્રિયને કેવી તૃપ્તિ આપે છે? તેમનો પરાગ-રજ વાયુથી ઉડીને આવતા શરીરને કેવી શીતલતા આપે છે? તેમજ તે પરાગ ઓષ્ટરૂપી મુખદ્વાર પર આવતા, જો જીભ્હાનો ત્યા સ્પર્શ થાય તો તે પુષ્પના પરાગનો સ્વાદ કેવો આનદ આપે છે? આ પુષ્પમા આવુ સર્વ પ્રકારનું મનોજ્ઞપણું શાથી છે! જે વૃક્ષના તે પુષ્પો છે તે વૃક્ષના

મૂળમા તેના થડમા તેની શાખા પ્રતિશાખામા તેના પત્રમા અને છેવટે ફૂલ અને ફુલમા એમ સર્વત્ર સ્થળે એક પદાર્થ તેમા વ્યાપક છે વ્યાપક પદાર્થ તે રસ કે સેપ (sap) છે એ રસ નહોય તો ફુલ, ફૂલ સર્વ નકામા થાય છે

કારણુ કે એ ફુલનું જીવન તે એ રસ કે જીવનવિના જેમ એ પુષ્પમા સુગધ કે સ્વાદ નથી, તેમ ઉપયોગ વિના માનવદેહરૂપ વૃક્ષની ધર્મ ક્રિયારૂપી પુષ્પો પણુ સુગધ આનદ વગરના થઇ જાય છે

ઉપયોગ એટલે હુ શી ક્રિયા કરૂ છુ તેનું ભાન શ્રીમદ્ દેવચદજી મહારાજ પ્રભુને સ્નાન કરાવતા આપણી પાસે ગવરાવે છે કે—

“ પૂજા કરતા પ્રાણીઆ પોતે પૂજનીક થાય” અર્થાત ત્રણે લોકના નાથ શ્રી જીનેશ્વરની પૂજા કરતાં ચોસઠ ઇંદ્રોને પણુ પૂજનીક એવા પોતે થઈ શકીએ અહો પ્રભુ પૂજનમાં શું ફળ છે ? પરતુ હુ પ્રભુ-પૂજનીય થાઉ છુ એવું ભાન ઉપયોગ કેટલા મ્હારા જૈન બાધવોને કે લાલનને પણુ રહે છે ! કોઇ સહધર્મી બાધવ કહે છે કે પૂજન, પ્રતિક્રમણુ કે સામાયિક એ ધર્મક્રિયા કે માટે લાભદાયક છે લાલન કહે છે કે એ ધર્મક્રિયા નથી કારણુ શાસ્ત્ર કહે છે કે ઉપયોગે ધર્મ એટલે ઉપયોગ વિના એ ક્રિયા કરાય તો ક્રિયા ખરી પણુ ધર્મ ક્રિયા નહિ અને જ્યા સુધી એ ઉપયોગ સહિત થાય નહીં ત્યા સુધી ધર્મક્રિયા કહેવાય નહિ

एक्कोऽपि नमुक्कारो जिणवर वसहस्स वद्धमाणस्स ।
ससार सागराओ तारेइ नर वा नारि वा ॥

અર્થાત્ જીનવરોમા ઉત્તમ એવા શ્રી વર્ધમાન સ્વામીને એક પણ નમસ્કાર કર્યો હોય તો તે સ્ત્રી હોય કે પુરૂષ હોય તેને સસાર સાગરથી તારે છે આવા નમસ્કારો કેટલા કર્યા? ઉપયોગ વિના ક્રિયા ખરી અને એવી ઉપયોગ રહિત ક્રિયા કરવાથી નુકસાન છે એમ પણ લાલનનું માનવું નથી શુભ ક્રિયા છે અને વખતે શુભ ફળને પણ આપનાર થાય છે, પરતુ નિશ્ચયથી નહિ કારણ કે જે જે ક્રિયા કરવામા આવે તે વખતે પરિણામ કેવાં છે તે જોવું જોઇએ કારણ કે ક્રિયા કરતા કર્મ આવે, પરતુ એ કર્મમા શુભ પરિણામ ઉપયોગ વિના કેમ ચેતનમા હોઇ શકે? મારો ઉપયોગ હોય તો પરિણામ શુભ હોય અને પરિણામ શુભ હોય તો પોતે શુભ કર્મ ઉપાર્જન કરી પોતે પણ પૂજનિક અરિહત-જીન થાય, અને શુદ્ધ પરિણામ શુદ્ધ આત્મ ઉપયોગ પૂર્વક ધર્મક્રિયામા હોય તો કર્મ નિર્જરા કરી મોક્ષ સુખ પણ અનુભવે.

ચોરાશી લાખ જીવાયોનિમા આવેલા સર્વ જીવોમા મનુષ્ય અને મનુષ્યમા નરેન્દ્ર અને દેવમા દેવેન્દ્ર જેને પૂજે છે તે અને મારા જેવો પૂજા કરવાને આજે ભાગ્યશાળી થયો! કોની પૂજા! જેની હૃદયવીણા એવું ગાન કરતી હતી કે "સવી જીવ કરૂ શાસન રસી" એવા પ્રભુની, તેનો

હું ખાલ એવી ભાવના કરૂ આમ કરતા નિમિત્ત માત્ર પણ ઉપયોગ વડે તદાકાર પરિણામ થાય તો કયા ન તીર્થંકર ગોત્ર બધાય ? શ્રીમદ્ હરિભદ્રસૂરી કહે છે કે જે સર્વ જીવનું હિત ચાહે છે તે તીર્થંકર ગોત્ર બાધે છે પરતુ ઉપયોગે ધર્મ કરે છે તો હું પણ ઉપયોગ પૂર્વકપૂજન ક્રિયા કરૂ

લોકો ધનવાનને નમન કરી ધનવાન થાય છે તો આ તીર્થંકર થાય એ વાત શાસ્ત્રથી પણ અવિરૂદ્ધ છે, માટે આમ થવું શકય છે

છેવટે ક્રિયા એ કર્મ, ઉપયોગ સહિત ક્રિયા એ ધર્મ, અને પરિણામે બધ

માટે ધર્મક્રિયા જો ઉપયોગપૂર્વક કરવા માડશુ તો જૈનશાસનનો ઉદયભાનુ જે દ્રષ્ટિ મર્યાદામા અરૂણોદય રૂપે ભાસે છે તે લાલનને અને તેના બાધવો–બ્હેનોને ઉદય થયેલો જણાશે, દેખાશે, માટે ચાલો ઉપયોગપૂર્વક ક્રિયા કર્મ કરીએ અને બધા જીવોને કહીએ કે –

ખમાવું બધા જીવોને આજ પ્રીતે,<br>
ખમો તે બધા મુજને સર્વ રીતે,<br>
બધા જીવોમા મિત્રતાને પ્રસારૂ,<br>
નથી કોઇ સાથે હવે વૈર મારૂ

ॐ

# आत्मा

अने

## तेनी गूप्त शक्तिओ .

विषय—

સયોજક–યોગાર્થી કુવરજી આમધરાકર
'શ્રીમાન્ પડિત લાલનનુ વકતવ્ય–'

આત્મ પ્રિય સુજ્ઞ બાધવો અને શુશીલ બ્હેનો

હાલની સ્થિતિમા આપણે શુ કરી રહ્યા છીએ, અને કેવા છીએ તે જોઈએ

એટલા માટેજ આજનો વિષય આત્મા અને તેની ગુપ્ત શકિતઓ રાખવામા આવેલ છે

આપણુ સામાન્ય મનુષ્યને જીવો બે પ્રકારે માનવાના છે શાસ્ત્રાનુસાર માનવાના બે પ્રકાર છે કેટલાક દ્રશ્ય છે, અને કેટલાક અદ્રશ્ય, નારક અને દેવતા આપણે અદ્રશ્ય છે તે ઉપરાત સિદ્ધ જીવો પણ અદ્રશ્ય છે

દ્રશ્ય જીવોમા તિર્યંચ અને મનુષ્ય છે, તિર્યંચમા પૃથ્વી, પાણી વાયુ, અગ્નિ, વનસ્પતિ તેમજ જતુઓ સ્થળચર પશુઓ, અને જળચર મત્સ્યાદીઓ આવેલા છે

અને મનુષ્યોમા જૂદા જૂદા દેશોમા વસતા આપણુ માનવ સત્વશાળી જીવો છીએ

દેવો પણ તેમને નમે છે તેમને એટલે કોને ? તેઓમા રહેલા મનુષ્યને–શ્રી તીર્થંકરને કયા ગુણોને લઈને દેવોએ મનુષ્યરૂપ તીર્થંકરને નમે છે એનો વિચાર કરીએ

આપણું આ શરીર જે પાચ ફુટ અને છ ઇંચનુ દેખાય છે, એ શરીરને જોઈ, આપણુ મનુષ્યને દેવો નમે છે ? શરી રતો મનુષ્ય કરતા દેવોનું ઘણું સુદર છે એમ શાસ્ત્ર કહે છે મનુષ્યો નમનીય એટલા માટે છે કે ખરેખરૂ આત્મજ્ઞાન આત્માનો પૂર્ણ વિકાસ–ધર્મના દરેક જાતના સાધનો ફક્ત મનુષ્ય યોની સિવાય કોઇ પણ ગતિમા થતા નથી એટલુજ નહિ પરતુ અનતા કર્મની વર્ગણાને કાપીને–છિન્ન ભિન્ન કરી નાખીને અનત સુખ–અનત આનદ ઈત્યાદિ અનતા ગુણોની પ્રાપ્તિ કરે છે અને મોક્ષ પદ કે સિદ્ધાત્માપણુ પામે છે

આટલી ઉચ્ચ સ્થિતિ મનુષ્ય જીવનમા હોવા છતા આપણે ઘણોખરો વ્યવહાર શરીરને હું માનીને કરી રહ્યા છીએ

શરીરને ખાવાનુ જોઇએ તેને માટે સવારથી સાજ સુધી આપણે મહેનત કરીએ છીએ, શરીરને રાખવા માટે છાપરૂ જોઇએ એને માટે રાત્રિ દિવસ શ્રમ વેઠી રહ્યા

છીએ, અને હુ બીજા કરતા શ્રેષ્ઠ કેમ ગણાઉ-મારી આબરૂ કેમ વધે એમ લોકવાસનાને માટે આપણુ જીવન એળે ગૂમાવીએ છીએ.

આ પ્રકારે જે પાચ, પચાસ, સો, સવાસો વર્ષ સુધી જે આપણી સાથે રહે છે તેની સેવામા આપણો જન્મ ગૂમાવીએ છીએ, પણ શરીર એતો રહેવાનું ઘર છે શરીર રૂપી ઘરમા જે ઘરધણી-જે આત્મા પૂર્વે હતો, હમણા છે, અને હશે અર્થાત્ અનાદિ કાળથી આપણી સાથે એ છે, અને અનતકાળ સુધી એટલે મોક્ષમા પણ આપણી સાથે એ રહેવાનો એવા શાશ્વત આત્માને માટે કેટલો વખત આપવો ઘટે તે જરા વિચાર કરશો તો સમજાશે

અને જેમ જેમ આપણુ પોતાનું એટલે ચૈતન્ય ઘન આત્માનું ભાન-જ્ઞાન થતું જશે તેમ તેમ આપણા કર્મ રૂપી અધકારને જીતનારા થતા જઇશુ અને યથાશક્તિ આપણે આત્મા છીએ, એવી નિશ્ચય દ્રષ્ટિ રાખી વ્યવહારમા પણ વર્તશુ, કે જેથી સકામ નિર્જરા કરી-શ્વાસોશ્વાસમા કઠણ કર્મનો નાશ કરવા ભાગ્યશાળી થઇશુ

જે મહાપુરૂષ-જે પરમ પુરૂષ આપણા આદર્શ છે, આપણા મનુષ્ય જીવનના-દેવોને અને ઇંદ્રોને પણ વદનીય એવા મહાવીર પ્રભુ છે એઓશ્રી સુખે વદે છે કે-જેવા

તમે છો, તેવો હું હતો, અર્થાત્ શરીર ભાવે-દેહભાવે-બહિરાત્મ ભાવે હું જ્યારે હતો ત્યારે હું નિબળ હતો, કર્મથી જીતાતો હતો. પરંતુ જ્યારે આત્માનું ભાન થયું, ત્યારે કર્મને યથાશકિત જીતવા લાગ્યો અને છેવટે સઘળા ઘાતીકર્મોને સામાયિક રૂપ-સમભાવરૂપ વજ્ર વડે હણી આ જીનેશ્વર-પરમેશ્વર પદને પામ્યો તમે પણ એવાજ આત્મા છો એમ જાણી-પછી માની પછી અનુભવી વર્તશો તો કર્મરૂપ શત્રુઓને જીતશો-જીતીને મારા જેવાજ થશો

પ્રભુશ્રી વીરે, પોતાના સ્વચારિત્રથી આપણને દેખાડયું છે કે તેમણે ઇંદ્રની પણ સહાય લીધી નહિ, કર્મને જીતવા માટે આત્માજ પૂરતો છે, એ સિંહનાદ આપણને સંભળાવ્યો છે તો એ સિંહનાદ શ્રવણ કરી, આપણે એ શ્રીકેશરીસિંહના બચ્ચા શ્રાવક છીએ એમ માનવું જોઇએ એમ માની આત્મજીવને જીવવું જોઇએ.

પરંતુ વ્યવહાર આપણા પર એટલો બધો ચઢી બેઠો છે કે આપણો નિશ્ચય-નક્કીપણે આત્મા હોવા છતાં જેમ ઉંઘમાં છાતી ઉપર હાથ રહી ગયો હોય, અને જાણે આપણા ઉપર હાથી ચઢી બેઠો હોય, અને આપણે બોલી ના શકીએ, તેમ મોહનિદ્રામાં સૂતેલા આપણા ઉપર દેહભાવરૂપ હાથી જાણે ચઢી બેઠો હોય તેમ આપણે મુંઝાઇ ગયા છીએ માટે તેમાથી છુટવાને જેમ ઉંઘમાંથી હાથ

ખસેડવાને જોર કરીએ છીએ તેમ મોહનિદ્રામાથી દેહભાવ રૂપ હાથ ખસેડવા બળ કરવું પડશે એટલે આપણો આત્મા જાગૃત થઈ દેહભાવને સદાને માટે હઠાવી મૂકશે અને હરાવી મૂકશે

આત્માની ઝાખી થતા–દર્શન થતા–અનુભવ થતા–સાક્ષાત્કાર થતા દુ ખો બધા પલાયન થાય છે સુખો સર્વે પોતાની મેળે આવે છે એટલુજ નહિ પણ મોક્ષ સુખ પણ આ માનવ જન્મમા આત્મામા પ્રગટે છે એ સર્વે આપણે આત્માને હુ માની અતરાત્મા થઈ અને શરીરને–મનુષ્ય શરીરને આત્માનુ સાધન–આત્માનો સેવક–આત્મારૂપી શાહેન શાહનો વોઈસરોય ગણી વર્તીએ તો આપણને એ સુખનો અનુભવ થાય છે

આત્મા અને પરમાત્મામા જે અતર છે તે કષાયનો છે–મોહનો છે–રાગદ્વેષનો છે–ક્રોધ, માન, માયા, લોભનો છે અને તે આપણે આત્મબળ વડે પચ પરમેષ્ટીનું આલબન લઈ દૂર કરતા જઈએ તો, આત્મા પરમાત્માની ઐક્યતા સહજ પ્રગટ થાય.

હવે આપણા અતરાત્મામા પૂર્ણ સુખ પરમ આનદ કેમ રહ્યો છે એ આનદઘન આત્મા આપણામા કેવી રીતે વિલસી રહ્યો છે? એ આપણે જ્ઞાનદષ્ટિએ જાણવા પ્રયત્ન કરીએ

આ આપણા મિત્ર લાલનનો હાથ આપણુ સઘળા જોઇએ છીએ એમના હાથની એક બાજુપર દીપકનો પ્રકાશ છે બીજી બાજુ પર અધકાર છે

હવે આપણે જો પ્રકાશને દિવસ સમજીએ અને હાથની બીજી બાજુના અધકારને રાત્રી સમજીએ તો સમજાશે કે હાથની એક બાજુ પ્રકાશ અને બીજી બાજુ અધકાર છે, તેમ શરીર આપણે છીએ એવુ માનતા આપણે અધકાર સમાન દુ ખ અને પ્રકાશ જેવુ સુખ અનુભવીશુ, હવે જો આ હાથને પ્રકાશમાથી ખેચી લઈએ તો સર્વત્ર પ્રકાશ દેખાશે, તેમ દેહદ્રષ્ટિને આપણે ખેચી લઇએ તો સર્વત્ર જ્ઞાનપ્રકાશ તેમજ સર્વત્ર સુખ સર્વત્ર આનદ-સર્વત્ર બળ જણાઇ આવશે એ જ્ઞાન પ્રકાશ વડે તો શરીર પણ સ્ફટીક વત્ નિર્મળ હોઇ સર્વત્ર પૂર્ણ સામર્થ્યને, સર્વથા-સર્વદા પ્રગટ કરે.

માટે જેમ સૂર્યમા અધકારનો અભાવ છે તેમ આત્મામા અજ્ઞાનનો જેમ સૂર્યમા રાત્રિ દિવસ નથી પણ શાશ્વત દિવસ છે, તેમ આત્મામા જ્ઞાન-અજ્ઞાન નથી, સુખદુ ખ નથી પણ શાશ્વતજ્ઞાન અને સૂર્યની પેઠે શાશ્વત સુખ છે

હવે જે પદ્ધતિએ આપણને ધાર્મિક અનુષ્ઠાનો-વિધાનો-વિધિઓ કરવાનું શ્રી મહાવીરસ્વામીએ અને આચાર્યશ્રીઓએ ફરમાવ્યુ છે તેજ વિધાનો-આપણે શાસ્ત્રાનુસાર અભ્યાસ-

કરીએ—બલ વીર્ય ગૂપવ્યા વિના કરીએ, તો ઉત્તરોત્તર વિકાસ થતા આપણને પ્રભુશ્રીના સર્વ સામર્થ્યો ક્રમશ પ્રગટ થાયજ એકજ સામાયિકનુ શરણ લઈને જ્ઞાતનદન વર્ધમાન સ્વામીએ—મહાવીર પ્રભુએ કેવળ જ્ઞાનાદિ અનત શક્તિઓ પ્રાપ્ત કર્યા તો એમને પગલે ચાલનાર આપણે આપણી આત્મિક શકિત વડે ક્રમશ એ સામર્થ્યો—શકિતઓ—એ ગુણો જરૂરથી પ્રાપ્ત કરી શકીએ

માટે દશ મનના, દશ વચનના અને બાર કાયાના દોષો સામાયિકની ક્રિયા કરતી વખતે પલાયન થઇ જવા જોઈએ અને છતા અનાદિ દેહ ભાવને લઇને કોઇ દોષ આવી જાય તો એ દોષને હું નિદુ છુ ગુરૂ સાક્ષિએ ગર્હું છુ અને એવો દોષ ન કરવા નિશ્ચય કરી એવા બહિરાત્મ ભાવને વોસિરાવી પાછા અ તરાત્મામા આવવા પ્રયત્ન કર્યા કરવો. અર્થાત્ જે દોષો લાગ્યા હોય તેટલા માટે પડિક્કમામિ નિદામિ, ગર્હામિ, અપ્પાણ વોસિરામિ !

આ બત્રીસ દોષો જ્યારે એક પણ નહિ લાગશે ત્યારે સામાયિક સિદ્ધ થઈ એમ સમજવું, અને આત્માના પુર્ણ વિકાસે સિદ્ધિ પ્રાપ્ત થશે. અને સિદ્ધિ પ્રાપ્ત થતા વિનિમય જેમ મહાવીર સ્વામીએ ઉપદેશ્યો હતો, તેમ દરેક જીજ્ઞાસુએ સામાયિકાથીએ એવા વિનિમયનો પણ પ્રશસ્ત ભાવ રાખવો ઘટે અર્થાત્ सर्वाजीव करु शासनरसी

ॐ

# जैन धर्मनु मूळ अने ते वडे स्वरुप प्राप्ति

विषय —

## જૈન ધર્મનુ મૂળ

( સવાદ મેસરીમલભાઇ અને લાલન )

લઘુતમ—જૈન ધર્મનુ મૂળ શુ ?

વડીલ—દયા.

અહી આ લઘુતમ કહે છે કે બહુ આનદની વાત એ છે કે જૈન ધર્મના આ સિદ્ધાતને દુનિયાના તમામ ધર્મો માન્ય કરે છે જૈન ધર્મની આ આજ્ઞાને મા ય રાખી હિદુ ધર્મ કહે છે કે ' દયા ધર્મકો મૂલ હૈ, પાપમૂલ અભિમાન તુલસી દયા નવ છાડીએ જબલખ ઘટમે પ્રાણ' આર્ય શાસ્ત્ર એવો ઘોષ કરે છે કે 'अहिंसा परमो धर्म' પરમ ધર્મ તો અહિ સા (દયા) છે, બુદ્ધ ભગવાન સર્વ મનુષ્યોપર (દયા) રાખવાનુ શીખવે છે અને મહાત્મા ક્રાઇસ્ટ Be kind to animals પ્રાણીઓ પર દયા કરો એવો આદેશ કરે છે

લઘુતમ—દયા કોની ?

વડીલ—જીવની

લઘુતમ—જીવ કોને કહેવો ?

વડીલ—જે પ્રાણ ધારણ કરે છે તે જીવ

લઘુતમ—પ્રાણ કેટલા પ્રકારના ?

વડીલ—બે પ્રકારના

લઘુતમ—કયા બે પ્રકારના ?

વડીલ—ભાવ પ્રાણ અને દ્રવ્ય પ્રાણ

લઘુતમ—ભાવ પ્રાણ કેટલા છે અને દ્રવ્યપ્રાણ કેટલા છે?

વડીલ—ભાવપ્રાણ ૪ અને દ્રવ્યપ્રાણ ૧૦

લઘુતમ—સસારી જીવોને કેટલા અને સિદ્ધ જીવોને કેટલા પ્રાણ છે ?

વડીલ—સસારી જીવોને વિશેષમા વિશેષ ૧૦ દ્રવ્ય પ્રાણ અને ચાર ભાવપ્રાણ અને સીદ્ધજીવોને ચાર ભાવપ્રાણ હોય છે

### ભાવપ્રાણ દ્રવ્યપ્રાણનો સબધ

લઘુતમ-ભાવપ્રાણને દ્રવ્યપ્રાણનો સબધ કેવો છે?

વડીલ—એ સબધ સમજવા ખાતર એવી અસત કલ્પના કરીએ કે જાણે આખ અને ચશ્મા, કાન અને ભુગળી, આખને સ્થાને ભાવપ્રાણ સમજવા અને ચશ્માને ઠેકાણે દ્રવ્ય પ્રાણ જાણવા.

લઘુતમ—કોઈ જીવને દ્રવ્ય પ્રાણ વિના ચાલે ?

વડીલ—હા જેમ ઘણા માણસોને ચશ્મા વિના પણ આખ વડે દેખાય છે તેમ સિદ્ધ જીવો દ્રવ્ય પ્રાણ વિના પણ સર્વ જાણે દેખે છે, અક્ષય સ્થિતિ (ચારિત્ર) એ વિલસે છે અને અનત વીર્ય પણ સિદ્ધ મહારાજને હોય છે

લઘુતમ—ચશ્મા તો જેમની આખનું તેજ ઓછુ હોય તે ચડાવે તો શુ સસારી જીવોના ભાવ પ્રાણનું તેજ ઓછુ થઇ રહેલ છે કે તેને દ્રવ્ય પ્રાણ રૂપી ચશ્મા (ઉપાધિ) ચડાવી પોતાનું કામ ચલાવવું પડે છે

વડીલ—હા તેમજ છે

લઘુતમ—શાથી ભાવપ્રાણનું તેજ ઓછુ રહે છે?

વડીલ—કષાયથી-એટલે ક્રોધથી, માનથી, માયાથી અને લોભથી ટુકામા કહીએ તો રાગ દ્વેષથી કારણ કે રાગમા લોભ અને માયાનો સમાવેશ થાય છે એટલે રાગના એ બે છોકરા છે અને દ્વેષમા ક્રોધ અને માનનો આમ દ્વેષના પણ એ બે છોકરા છે

લઘુતમ—જેમ આખનું તેજ કોઈને પાછુ આવે છે, તેમ ભાવપ્રાણનું તેજ પણ પ્રકાશે ખરૂ?

વડીલ—હા જો રાગદ્વેષ નીકળે તો

વિ વિ જેમ મોતીઓ પડલ કે છારી ઉપાયો વડે દૂર થાય છે, તેમ રાગદ્વેષ પણ ઉપાયો વડે દૂર થઈ શકે છે, અને તે ઉપાય તે સમદૃષ્ટિ અને ગુણદૃષ્ટિ છે સમભાવથી રાગદ્વેષ-મોતીઓને પડલ ઉખડ જાય છે, અને ગુણભાવથી દ્વેષ રૂપ છારી મટી જાય છે

લઘુતમ—ચાર ભાવ પ્રાણ કયા કયા ?

વડીલ—અનતજ્ઞાન, અનતદર્શન, અક્ષયસુખ(ચારિત્ર) અને અનત વીર્ય

લઘુતમ—દ્રવ્યપ્રાણ ૧૦ કયા કયા ?

વડીલ—શ્વાસોશ્વાસ, પાચ ઇદ્રિયો, આયુષ્ય અને ત્રણ બળ (મનબળ, વચનબળ અને કાયબળ)

લઘુતમ—કયા ભાવપ્રાણ અને કયા દ્રવ્યપ્રાણનો સબધ છે ?

વડીલ—અનતજ્ઞાન રૂપ ભાવપ્રાણને શ્વાસોશ્વાસ રૂપ દ્રવ્યપ્રાણનો સબધ છે, અનતદર્શન રૂપ ભાવપ્રાણને પાચ ઇદ્રિયો (અથવા ચક્ષુ અચક્ષુ દર્શન રૂપ) દ્રવ્યપ્રાણનો સબધ છે અક્ષય સુખ (ચારિત્ર) રૂપ ભાવપ્રાણનો આયુષ રૂપ દ્રવ્યપ્રાણનો સબધ છે, અનત વીર્યને મન વચન અને કાય બળ સાથે સબધ છે

લઘુતમ—આ દ્રવ્યપ્રાણની જીવને જરૂર કયા સુધી રહે છે ?

વકીલ—જ્યા સુધી ચક્ષુઓનું તેજ ઓછુ છે, ત્યા સુધી ચસ્મા ઘાલવા પડે છે પણ જ્યારે આખનું તેજ સમ્પૂર્ણ હોય છે ત્યારે ચશ્માની જરૂર રહેતી નથી, તેમજ જયાસુધી કર્ણોમા ખામી હોય છે ત્યાસુધી ભુંગળી આદિની જરૂર છે પણ જ્યારે આખ અને કાન નિરોગી થાય છે ત્યારે ચશ્મા કે ભુંગળી વિગેરેની જરૂર પડતી નથી તેવીજ રીતે અત્રે ભાવપ્રાણની સકળ—અનત શકિતઓ જ્યા સુધી દેદિપ્યમાન, પૂર્ણ પ્રકાશીત થાય નહિ અથવા કેવળીપણાની સ્થિતિ કે સિદ્ધગતિ જીવ પામે નહિ, ત્યા સુધી ભાવપ્રાણને દ્રવ્ય–પ્રાણોની જરૂર રહે છે અને તેથીજ ભાવપ્રાણ અને દ્રવ્યપ્રાણનો સબધ આખ અને ચશ્માની માફક ઉપર કહ્યુ તેમ (સયોગ) સબધ છે

લઘુતમ—ભાવ પ્રાણ તેજ આ મા ?

વકીલ—હા ભાવપ્રાણ તેજ આત્મા સ્પષ્ટ રીતે કહીએ તો સમવાય સબધે રહેલા (કોઇ દિવસ છૂટા ન પડે તેવા ) અનત જ્ઞાન, અનત-દર્શન, અક્ષય સુખ અને અનત વીર્ય એ આત્માના શાશ્વત ગુણ છે જેમ સૂર્ય અને સૂર્યનો પ્રકાશ અભિન્ન

છે તેમ આત્મા અને આત્માના અનંતજ્ઞાન-દર્શન-સુખ-વીર્ય પણ તેની સાથે અભિન્ન રૂપે રહેલા છે

લઘુતમ—જ્ઞાન, દર્શન, સુખ, વીર્ય એટલે શું ?

વડીલ—જ્ઞાન એટલે જાણવું, દર્શન એટલે દેખવું, સુખ એટલે આનંદ, અનંત વીર્ય એટલે બળ-પરાક્રમ

લઘુતમ—આત્માનું ભાવલક્ષણ અને દ્રવ્યલક્ષણ અનુક્રમે કહો

વડીલ—આત્માનું પ્રથમ લક્ષણ જ્ઞાન

લઘુતમ—જ્ઞાન કેટલા પ્રકારનું છે ?

વડીલ—બે પ્રકારનું ભાવજ્ઞાન તે અનંતજ્ઞાન અને દ્રવ્યજ્ઞાન તે શ્વાસોશ્વાસ અર્થાત્ મતિ, શ્રુત, અવધિ, મનપર્યવ પણ હોય,

લઘુતમ—દર્શન કેટલા પ્રકારનું ?

વડીલ—બે પ્રકારનું, ભાવદર્શન તે અનંતદર્શન અને દ્રવ્ય દર્શન તો ચક્ષુ વગેરે પાંચ ઇંદ્રિયો.

લઘુતમ—અક્ષય સુખ (ચારિત્ર) કેટલા પ્રકારનું છે ?

વડીલ—બે પ્રકારનું ભાવચારિત્ર અને દ્રવ્યચારિત્ર આ બન્ને ચારિત્રના બે બે પ્રકાર છે એક પ્રવૃત્તિ અને નિવૃત્તિ ભાવચારિત્ર પ્રવૃત્તિ અને નિવૃત્તિ, દ્રવ્યચારિત્ર પ્રવૃત્તિ અને નિવૃત્તિ

લઘુતમ—આ ચારે ચારિત્રના લક્ષણો કહેશો ?

વડીલ—૧, દ્રવ્યનિવૃત્તિચારિત્ર-દ્રવ્ય ઉપાધિઓનો ત્યાગ જેમકે પુત્ર પરિવાર, ગૃહસંસાર, પત્નિ, માલમીલકત આદિ સર્વનો ત્યાગ

૨ દ્રવ્યપ્રવૃત્તિચારિત્ર-મુનિના આચાર પાળવા વેશ, ઓઘા વગેરે રાખવો તે

૩ ભાવનિવૃત્તિચારિત્ર-પરપરણતિરૂપ રાગદ્વેષ (કષાય) બહિરાત્મ ભાવ ( દેહ ભાવ )નો ત્યાગ કરવો

૪ ભાવપ્રવૃત્તિચારિત્ર—આત્મરમણતા—અનતજ્ઞાન, દર્શનમા રમણતા-આત્માની શક્તિમા રમણતા

લઘુતમ—વીર્ય કેટલા પ્રકારનું તે સમજાવશો ?

વડીલ—બે પ્રકારનું

લઘુતમ—કયા કયા બે પ્રકારનું ?

વડીલ—ભાવવીર્ય અને દ્રવ્યવીર્ય

લઘુતમ—ભાવવીર્ય કયું તે કહેશો ?

વડીલ—આત્માનું અનત વીર્ય

લઘુતમ—દ્રવ્ય વીર્ય કયું તે સમજાવશો ?

વડીલ—મનબળ, વચનબળ અને કાયબળ

## હિંસા

લઘુતમ—હિંસા કેટલા પ્રકારની ?

વડીલ—બે પ્રકારની

લઘુતમ—કઇ કઇ ?

વડીલ—ભાવપ્રાણ હિંસા અને દ્રવ્યપ્રાણ હિંસા

લઘુતમ—દ્રવ્ય પ્રાણ હિંસા શાથી થાય છે ?

વડીલ—શસ્ત્રોથી-જેવા કે બંદુકથી, તરવાર અને વિષ વગેરેથી એટલુંજ નહિ પણ કઠોર શબ્દોથી અને અશુભ વિચારથી

લઘુતમ—ભાવપ્રાણ હિંસા શાથી થાય છે ?

વડીલ—કષાયથી એટલે ક્રોધ, માન, માયા અને લોભથી સંક્ષેપથી કહીએ તો રાગદ્વેષથી

લઘુતમ—કોઇ દ્રવ્યશસ્ત્ર ભાવ પ્રાણને હરે છે ?

વડીલ—બીલકુલ નહિ

લઘુતમ—જો આપણા ભાવપ્રાણ એટલે જ્ઞાનાદિ બીજા કોઇના દ્રવ્યશસ્ત્રથી હણાતા નથી તો પછી આપણે નિર્ભય નથી ?

વડીલ—હા, તેમજ છે કોઇ આપણો શત્રુ નથી

લઘુતમ—ત્યારે તો આત્મા પોતે પોતાની હિંસા કરનારો રહ્યો અને તે કષાયોથીજ

વડીલ—હા તેમજ છે "આત્મઘાતી મહાપાપી"

લઘુતમ—રાગદ્વેષ કયા ઉપજે છે ?

વડીલ—જ્યા આત્મ પ્રદેશ છે ત્યાજ

લઘુતમ--એ વાત સમજાવશો ?

વડીલ—હા, એક માણુસ છે એ માણુસને આપણે દર્શન વડે દેખ્યો, જ્ઞાનવડે જાણ્યો, અને તેજ જગોએ દ્વેષ સાથે એમ ચિતવાયું કે બોલાયું કે 'હા એ તો પેલો દુષ્ટ' દ્વેષથી જ્યા જણાયુ ત્યાજ બધન થયુ હવે જો દ્વેષ ન થાય તો દેખવુ-જાણુવુ બાધક નથી એજ પ્રકારે તુ તો મારો મિત્ર છે, એમ ચિતવતા રાગ પણ થઈ આવે તો બધનકર્તા છે જાણુવુ-દેખવુ માત્ર બધન કર્તા નથી આત્માને દુધ સમજીએ અને રાગદ્વેષને જળ સમજીએ તો જળ અને દુધ ભેળા થાય તેમ આત્મા અને રાગદ્વેષ મળી જાય છે

લઘુતમ—પોતાને હણનાર રાગ દ્વેષ ત્યારે કેવી રીતે દૂર થાય ?

વડીલ—પોતા પ્રત્યેની અન્ય જીવોની સર્વે ક્રિયાઓમા ગુણુ જોતા આવડે તો રાગદ્વેષ ધોવાઈ જાય છે જેમકે કોઇએ ગાળ આપી, તો એમ સમજવું કે મારા આત્મામા અપયશ નામ કર્મનો રોગ હતો તે મટાડવાની ગોળી આપી માટે એ ગાળ આપનારો ઉપકાર માનવા આશિષરૂપ લક્ષ્મી આપવી જોઇએ આ પ્રકારે અપયશ નામ ક[illegible]યુ છે

લઘુતમ—ચારિત્ર એ અક્ષય સુખ કેમ છે અને આયુષ્ય એ ક્ષયવાન્ સુખ કેમ છે?

વડીલ—સિદ્ધ મહારાજ તેમજ કેવલી મહારાજ જાણે છે કે વર્તમાન કાળનો એક સમય બીજો સમય આવતા ભૂતકાળમા ચાલ્યો જશે, એ પ્રમાણે એ ચાલી ગયેલો એક સમય જગતમા આવેલા તમામ જીવોનો ઓછો થયો-ઘટ્યો-આયુષ્યમાથી ચાલ્યો ગયો પરન્તુ પોતાના અક્ષય સુખમાથી એટલે ભાવ ચારિત્રમાથી એક સમય પણ ઓછો થયો નહિ આમ દ્રવ્યપ્રાણરૂપ આયુષ્ય સસારી જીવનું ક્ષણે ક્ષણે ક્ષય પામે છે અને સિદ્ધ મહારાજ સાદિ અનતકાળ સુધી અક્ષય સ્થિતિએ રહે છે અને તે સુખરૂપ છે

લઘુતમ—સર્વ જીવને જ્ઞાનની-દર્શનની-સુખની-વીર્યની વાચ્છા રહે છે તેનું શું કારણ તે કહેશો?

વડીલ—સ્વભાવે પોતે અનતજ્ઞાનવાન અનતસુખવાન, અનત દર્શનવાન અને અનતવીર્યવાન હોવાથી તેમને એ ઇચ્છા રહે છે અને તે રહેવાની જ પરતુ એ જ્ઞાનાદિ અનતશક્તિઓ કરાયલી દબાવાને લીધે દ્રવ્યપ્રાણ વડે જણાતા પરપદાર્થમા સુખાદિની ભ્રાન્તિ તેમને થાય છે, જેમકે અનત સુખરૂપ મહેલ ન મળે તો અમુક કાળના

આયુપરૂપ ઝુ પડામા પણ રહેવું એમ તેને ગમે છે, પરતુ કષાય દૂર કરે તો તેને માલમ પડે છે કે તે સિદ્ધ સ્થિતિરૂપ તે હાલજ મહેલમા છે

લઘુતમ—પરના રાગદ્વેષ આપણને હરે ?

વડીલ—નહિ સ્વક્ષેત્રમા આવેલને પરશ્ચિત્રવાન્ હણી શકે નહિ

લઘુતમ—કોઈ આપણા પર ક્રોધ કરતુ જણાય તો આપણે શુ કરવું ?

વડીલ—ક્રોધ એ પરિમિત પદાર્થ છે ક્ષમા એ અપરિમિત છે તો જેટલો ક્રોધ કરે તેના કરતા ડબલ ડબલ ક્ષમાજળ વરસાવવું જોઇએ

## પરભાવમાથી નીકળી સ્વભાવમા આત્મ-સ્થિતિ કરવાનો ઉપાય

લઘુતમ—આત્મા પોતાને ન ઓળખી દેહાદિને આત્મા શાથી માને છે ?

વડીલ—અનાદિ અજ્ઞાનથી

એવી અસત્ કલ્પના કરીએ કે જાણે ખાણમાથી નીકળેલું કાચુ સોનુ માટીથી મિશ્રિત છે એવી સ્થિતિમા તેને રહેલી માટીમા સોનાની એવી ભ્રાંતિ થાય કે હુ માટી છુ તેમ નિગોદમાથી નીકળેલા જીવને કર્મમા-દેહમા ભ્રાંતિ થાય છે કે હુ દેહ છુ હુ અને દેહ એ બેમા દેહ એ હુ નથી પણ હુ તો ખરો છે, અને તે શાશ્વત છે

ॐ पूर्ण ब्रह्माय नमः

# मोहनु स्वरुप

---

વિષય —

સાખી —પ્રથમ નમુ ગુરૂદેવને, જેણે આપ્યું નિજ જ્ઞાન,
જ્ઞાને ગોવિંદ ઓળખ્યા, ટળ્યુ દેહ અભિમાન.

ઘેલાભાઈ સર્પ જુએ છે સાંજની વેળા છે અને સર્પને જોઇને બહુ ભય પામે છે જે જે માણસોને ઘેલાભાઇ કહે છે કે આ સર્પ રહ્યો, તે તે માણસો પણ ભય ભીત થઇ જાય છે પાચ, પચ્ચીસ માણસોમાથી વાત કે લાઇને સેકડો માણસોમા એ વાત પ્રસરે છે એટલામા ડાહ્યાભાઇ ફાનસ લઈ આવે છે અને જુએ છે તા તે દોરડુ છે, સેકડો માણસોની સર્પ હોવાની ભ્રાંતિ દૂર થઇ તેઓને દોરડી દ્રષ્ટિમા આવે છે, અને તે ઘેલાભાઇ પણ દોરડી બરોબર જાણતા સર્પની ભ્રાંતિ દૂર કરી ડાહ્યાભાઇ wise થઇ જાય છે

આજ પ્રકારે અજ્ઞાની પોતાને મનુષ્ય જુએ છે હજારોને પણ મનુષ્ય છો એમ કહે છે, વળી કેટલાએકને પશુઓ જુએ છે, અને કેટલાએકને જતુરૂપે જુએ છે એટલામા જ્ઞાનીજન તેની પાસે જ્ઞાનદીપ લઇ આવે છે કે

શરીરરૂપ રાત્રિને લઇને તમને આવું દેખાય છે, પણ વિચારદીપથી તમે જુઓ તો તમને જણાશે કે તમે જંતુ નથી, પશુ નથી, પક્ષી નથી, જલચર નથી, માણુસ નથી, નારક નથી, દેવ નથી પણ આત્મા છો-પરમાત્મા છો.

માટે જેમ અંધારાને લઇને હતી દોરડી અને દેખાય છે સર્પ તેમ મોહરૂપ અંધકારને લઇને છે આત્મા-કે પરમાત્મા અને દેખાય છે મનુષ્ય, તિર્યંચ નારકી અને દેવ; પરંતુ દીવો આવતા જેમ સર્પની ભ્રાંતિ ઉડી જાય છે તેમ વિચારરૂપ-જ્ઞાનરૂપ દીવો આવતા મનુષ્યાદિ ભ્રાંતિ ઉડી જઇ પરમાત્મા દ્રષ્ટિગોચર થાય છે

## मोह वस्तु छे ?

જો અંધારૂં વસ્તુ છે તો મોહ વસ્તુ છે અંધારાને જે દેખે છે તે અજવાળુ છે એક વેળા ઇન્દ્ર મહારાજ પાસે અંધારૂં ફરિયાદ કરવા જાય છે કે સૂર્ય મને ક્યાં પણ ટકવા દેતો નથી માટે સૂર્યને શિક્ષા થવી જોઇએ ઇન્દ્ર મહારાજે અંધારાને કહ્યું કે હમણા તું જા સૂર્યને બોલાવીને જે યોગ્ય હશે તે કરવામા આવશે પછી ઇન્દ્ર મહારાજે સૂર્યને બોલાવ્યો અને હકીકત જાહેર કરી પ્રત્યુત્તરમા સૂર્યે કહ્યુ કે મહારાજ, અંધારૂં જુઠું છે સાચુ હોય તો મુંઠે વાત કરે? નહિ માટે આપ બોલાવો મારી

સમક્ષમા આવીને જે કહેવાનું હોય તે કહે, કે હું એને ભગાડું છું કે પોતે ભાગી જાય છે તેમ આત્મજ્ઞાનરૂપી સૂર્ય જ્યારે પ્રકાશતો હોય ત્યારે મોહને ભગાડવો પડતો નથી, પણ પોતેજ ભાગી જાય છે

હવે પ્રકાશ બે જાતના છે જે પોતાને દેખાડે છે અને પરને દૂર કરે છે, અને બીજો પ્રકાશ એવો છે કે પરને લેઈને રહ્યો, જે પોતાને છૂપાવે છે અને પરને દેખાડે છે જેમકે દિવસે સૂર્યનો પ્રકાશ સૂર્યને દેખાડે છે અને અંધારાને ભગાડે છે, અને રાત્રે સૂર્યનો પ્રકાશ જે અંધારાને લેઈ રહ્યો છે તે પોતાને છૂપાવી રાખે છે અને અંધારાને દેખાડે છે એથીજ આપણે રાત્રે અંધારૂં દેખીએ છીએ, પરંતુ એકનું કારણ સૂર્યનો ગુપ્ત પ્રકાશ છે–ગુપ્ત એટલા માટે કે જેમ એક માણસ પોતાની આંખ આડો હાથ આપે તોપણ તે અંધારાને દેખે તેમ સૂર્યના પ્રકાશના વિસ્તારમા પૃથ્વીરૂપી હાથ આડો આવે તોપણ સૂર્યનો પ્રકાશ પૃથ્વીરૂપી હાથે કરેલા અંધારાને કે રાત્રને દેખાડે છે

માટે જ્યા સુધી મોહ દશા છે–દેહભાવ છે ત્યા સુધી માણસ કીડીના જેવો છે, અને જ્યારે મહાત્માના સંસર્ગમાં આવે છે ત્યારે–જેમ એક માણસને મોટી પુંઠ હોય તો તે બળવાન રહે છે–તેમ કીડી જેવો મનુષ્ય પણ

મહાત્માના સત્સર્ગથી–પુણ્યથી હાથી જેવો કે કીડીને કાંકરો લાગતા તે મરણ પામે છે, પણ એ કીડીમા રહેલો આત્મા મહાત્માના સત્સર્ગથી હાથી જેવો થઈ કાકરાની પીડાને ગણકારતો નથી, માટે મોહને દૂર કરવાને મનમાથી તમો ગુણ–રજોગુણ દૂર કરવા તમોગુણ દૂર થવાથી ચિત્ત નિર્મળ થશે, રજોગુણ જવાથી ચિત્ત શાન્ત થશે શાન્ત અને નિર્મળ ચિત્તમા મોહ મરી જશે, અને નિર્મળ, શાન્ત અતઃકરણમા આત્માનું પ્રતિબિબ પડી, પોતે બિબ છું–આત્મા છુ–પરમાત્મા છું–સિદ્ધાત્મા છુ એવો અનુભવ –એવો સાક્ષાત્કાર થશે

ૐ શાન્તિ !



ॐ अर्हं नमः।

# आत्मनिंदा ए गुण के अवगुण ?

---

विषय —

લેખક —કર્તા

ગુજરાતી ભાષામાં નિંદા શબ્દ એ અશુભ અર્થમા વપરાય છે સંસ્કૃતમા પણ તેમજ છે નીતિશાસ્ત્રમા પણ નિંદાને અવગુણ કહ્યો છે, ત્યારે આત્માની નિંદા કરવી એ પણ અવગુણ કહેવાય તે છતા નિંદા કોઈ પણ અર્થમા સારી ગણાતી હોય તો તે અવગુણની-દોષની નિંદાને ગણવી જોઈએ પછી એ દોષ પોતામા હો વા પરમા હો પરના દોષની નિંદા પણ નીતિશાસ્ત્રમા વ્યાજબી નહિ ગણાય, પરંતુ પોતાના દોષની નિંદા કેટલાએક ગુણી પુરૂષોએ પ્રશંસનીય ગણી છે પરંતુ પોતાના દોષની નિંદા, તેમા પોતે કોણ ? જીવ કે આત્મા કે કર્મ કે પુદ્ગલ કે કર્મ સહિત જીવ ? અને પોતાની નિંદા તે કર્મની નિંદા, કે જીવની નિંદા, વા આત્માની નિંદા ? આ બધામા આત્મનિંદા તે શું ?

વળી આત્મનિંદા શબ્દ બોલતા-સાંભળતા, ને જે અર્થમા તે શબ્દનો ઉપયોગ થાય છે તે અર્થનો વિચાર

કરતા તેમા આત્મનિંદા થતી હોય તેમ જણાતું નથી પરંતુ આત્મામા થના પુદ્ગલભાવની નિંદા કે કર્મભાવની નિંદા કે દોષ ભાવની નિંદા થાય છે અને એમા આત્માની નિંદા આવતી નથી જ્યારે પુદ્ગલ ભાવની નિંદા થાય છે, ત્યારે પુદ્ગલ નિંદા એવો શબ્દ કેમ ન લખાયો? આતો આત્મનિંદા, એ શબ્દથીજ પુદ્ગલ નિંદા સમજવી પુદ્ગલ નિંદા કે પુદ્ગલ ભાવ નિંદા માટે શબ્દ એવો જો કંઈ કે અર્થ શબ્દમાજ પ્રગટ થઈ રહે તો શા માટે 'આત્મનિંદા' શબ્દ વાપરવો અને તેનો અર્થ પુદ્ગલ ભાવનિંદા સમજવો? આત્મામા થતા પુદ્ગલભાવની નિંદા છે તો પુદ્ગલ નિંદા વા પુદ્ગલ ભાવનિંદા એવો જ શબ્દ વાપરવો જોઈએ વળી આત્મનિંદાને પ્રશસનીય ગણનારે ખુબ યાદ રાખવુ જોઈએ કે આત્મા એ કેવળ મલીન નથી, તેમજ કેવળ શુદ્ધ નથી તો આત્મનિંદા કરતા જે મલીન ભાગ છે, જે સુવર્ણમા માટી ભાગ છે તેનીજ-તેટલાનીજ નિંદા થવી ઘટે, માટે પૂર્ણ આત્માને સમજીને અથવા સર્વ કાલે આત્માને એવો સમજી, શા માટે નિર્પેક્ષ આ મનિંદાને સ્તુતિપાત્ર ગણવી જોઈએ?

શું સોનામા એક બે ત્રણ કે દશ વીસ ટચ ભેગ હોય તો બધા સોનાને નિંદવુ? શું ચંદ્રમા જરા સરખા કલંકને લીધે આખા ચંદ્રને નિંદવો? તેમજ જરા સરખા પુદ્ગલ ભાવના દોષને લીધે શું સમગ્ર આત્માને નિંદવો?

જેના એક દેશનો અનંતમો ભાગ સકળ કર્મમળ ઉપર અજવાળુ પાડી રહ્યો છે, એવો જ્ઞાનવાન આત્મા છે વળી જેના એક દેશનો અનંતમો ભાગ સકળ કર્મમળનો નાશ કરે છે એવો વીર્યવાન આત્મા છે તો શું તે સમગ્ર આત્માની નિંદા ? બસ, આતે કેવો અનર્થ ! આ કેવો અન્યાય ! જેનો જેટલો દોષ તેને તેટલી શિક્ષા નહિં, પરંતુ સમગ્રને ! આતે શું કહેવાય ! ખરેખર આ પોતાની આત્માની નિંદા કરીનેજ, આત્મા ગુણ-દોષવાન્ હોવા છતાં તેને દોષવાનજ સમજીને બહુજ બળથી તેની નિંદા કરીને, ગુણીના ગુણ ન જાણીને-પરંતુ સઘળુ દોષમય જાણીને તેની નિંદાથી જાણે જેનો અને આર્યો આજે હતવીર્ય થયા હોયની એમ જણાય છે માટે ન્યાય તો એ છે કે જેમાં જેટલો દોષ હોય અને જ્યારે દોષ હોય, ત્યારે તેટલી નિંદા ! પુદ્ગલભાવની નિંદા પરંતુ આત્મભાવની નિંદા નહિં થવી જોઈએ

## નીતિવેત્તાને આત્મનિંદા અને આત્મમનાનાના સંબંધમાં ઉત્તર

આત્મપ્રશંસા કરતી વખતે આત્માના ગુણો યથાર્થ દાખવવા અમે એમ માનતા નથી કે હું મોટો ને તું નહિ તું પણ કારણ કે તારામાં પણ તે કે બીજા તેવાજ ઉંચા ગુણો છે માટે આત્મપ્રશંસા આ અર્થમાં હોય કે

મોટો, હું પણ હું નાનો, તું પણ મારી નિંદા એટલે મારા અવગુણુ અશની, તારી નિંદા એટલે તારા અવગુણુ અશની મારી પ્રશંસા મારા શુદ્ધ આત્માની, તારી પ્રશંસા તારા શુદ્ધ આત્માની સાર નીતિ એ છે કે આત્મ-પ્રશંસા નહિ, તેમજ આત્મનિંદા નહિ પરંતુ આત્મખ્યાતિ નહિ પોતાનું અભિમાન, નહીં પોતાનું અપમાન, પરંતુ પોતાનું સ્વમાન, પોતાનું પોતાપણું જેવું છે તેવું યથાર્થ રાખવું, પણ હાલ તેમ ન હોવાથી હિંદુસ્થાન હતવીર્ય થઈ ગયેલું જણાય છે

ॐ

---

ॐ

## आत्मा एव परवलम् ।

વિષય —

લેખક —કર્તા

આ ભૂમિ પરના છ ખંડોને સાધી ચક્રવર્તિ થવું એ શ્રેષ્ઠ છે ? કે આ વિશ્વના ષડ દ્રવ્યો સાધી ત્રિલોક ચક્રવર્તિ થવું એ શ્રેષ્ઠ છે ?

આ ભૂમિ ઉપરના છ ખંડોને ભરત મહારાજે સાધ્યા. સાધી જે ભૂમિ ઉપર તમે વાચકો અને લેખક હજી પણ વસી રહ્યા છે, તેને ભરતખંડ એવું પોતાનાં

નામ ઉપરથી નામ આપવામા આવ્યું ભરતના છ ખડ સાધી તેઓ મનુષ્યમા ચક્રવર્તિપદ સપાદન કરવા ભાગ્ય શાળી થયા, પરતુ આત્મા તો પોતાનું આત્મબળ સમજે તો આ વિશ્વના છએ દ્રવ્યોને સાધી જેમા એવા અનત ચક્રવર્તિ રાજાયો સમાઇ જાય, તેવો તે વિશ્વ ચક્રવર્તિ થઇ શકે છે જેમ એક મહારાજાની સેવામા તેમના સેવકો નિરતર હાજર રહે છે તેમ છએ દ્રવ્યોરૂપી સેવકો આત્મારૂપી મહાન ચક્રવતિ રાજાની સેવામાં સદા હાજર રહે છે—એમને વશવર્તિ રહે છે

જુઓ ! આકાશદ્રવ્ય, જે આ વિશ્વરૂપ ચૌદરાજ લો કમા ભરેલુ છે, તે પણ આત્માને વશવર્તિ રહી આત્માની સેવામા ઉભુ છે, જ્યારે આત્માને અવગાહના-અવકાશ-Space જોઇએ છે, ત્યારે આત્માની ખીજમતમા રહેલુ આકાશાસ્તિકાય તેમને અવગાહના અર્પી પોતાની સેવા કરવાની વૃત્તિને અદા કરે છે જ્યારે આ માને ગતિની અ પેક્ષા હોય છે ત્યારે આત્માની હજુરમા રહેલો આખા જગતનો બીજો મહાખ ડ જે લોકાકાશમા રહેલ છે એવું ધર્માસ્તિકાય આત્માને ગતિ આપી પોતાની સેવા બજાવે છે તેજ પ્રમાણે આત્મારૂપી મહાન્ ચક્રવર્તિ મહારાજને સ્થિતિ જોઇએ તો અધર્માસ્તિકાય નામનું દ્રવ્ય તેમની સે વામા તત્પર હોય છે તેજ પ્રમાણે આત્માને વર્તના કરવી

હોય-પરાવર્તના કરવી હોય transformation કરવા હોય તો કાળદ્રવ્ય તેની સેવા કરવા તત્પર રહે છે વર્ણ, ગંધ, સ્પર્શ, રૂપ, અને રસરૂપી પુદ્ગલ દ્રવ્ય પણ આત્મારૂપી મહારાજની સેવામા સદા ખડુ રહે છે આ દ્રષ્ટિએ વિચાર કરતા આ ભૂમિ ઉપરના છ ખડ સાધનાર ભરત મહારાજને આપણે ભરતચક્રવર્તિને નામે ઓળખીએ છીએ, તેમ એક અપેક્ષાએ આત્મા તો છએ દ્રવ્ય-જેમા લોક અને અલોક ભરેલા છે એવા આખા વિશ્વને-આખા બ્રહ્માડને-ત્રિલોકને સાધી શકે છે

કોઈ કહેશે કે આત્મા જીવદ્રવ્યને કયા સાધે છે ? તો તેમને વિચારવુ કે જ્યારે ભરત મહારાજ છ ખડના રાજાને જીતી લે છે ત્યારે તેને છ ખડના રાજાઓ જેમ નમન કરે છે-જેમ જીતાયેલા હોવાથી નમન કરે છે-આજ્ઞામા રહે છે, તેમ મનુષ્યમા રહેલો આત્માજ જ્યારે શ્રી તીર્થંકર પદે પહોચે છે ત્યારે ચૌદરાજ લોકના સર્વ જીવો પણ શ્રી તીર્થંકરરૂપ આત્માને વદન કરે છે-નમન કરે છે-પૂજન કરે છે મનુષ્યમા રહેલા ચક્રવર્તિઓ અને દેવોમા રહેલ, ઇંદ્રો પણ તેમની સેવામા-તેમની હજુરમા નિરતર હાથ જોડી ખડા રહે છે આ આત્માનુ-તમારામા અને મારામા રહેલુ પ્રચ્છન્ન-પ્રસુપ્ત બળ પોતાના પૂર્ણ વિકાસમા ખીલતુ નથી જણાતુ ? માટે લેખકને તો જણાય છે કે પૃથ્વીપરના છ ખ[illegible]ાર મનષ્યમા ભૂમિ-ચક્રવર્તિ

છે ત્યારે તીર્થંકર મહારાજ રૂપ ઉત્તમોત્તમ મનુષ્યનો આત્મા ત્રિલોકનો ચૌદરાજ લોકનો અને તેના છએ દ્રવ્યનો સાધનાર હોવાથી મહાન્ ચક્રવર્તિ છે આટલા ઉપરથીજ ઇંદ્ર મહારાજ સ્તુતિ કરતા ધમ્મચક્ક વટ્ટિયાણ । અ ર્થાત્ ધર્મરૂપ ચક્રવર્તિને હું નમન કરૂં છું

પરતુ એજ ભરત મહારાજ જ્યારે પૃથ્વી ઉપરના છ ખડની મૂર્છા ઉતારી આરીસાભુવનમા કેવળજ્ઞાન[1] પામે છે, ત્યારે તેમનોજ આત્મા પૃથ્વી પરના છ ખડ કરતા આખા વિશ્વના છ દ્રવ્યનો રાજાધિરાજ થાય છે માટે આ રમ અપેક્ષાએ જોતા માનવ બાંધવો ! અને બ્હેનો ! સર્વસ્વ તમારે વશ આ વિશ્વના છ ખડ જેવા છ દ્રવ્યો તમારા

---

૧ જ્યારે ભરત મહારાજ અરીસાભુવનમા પોતાના પૂર્ણ અ લકૃત શરીરના પ્રતિબિબને નિહાળે છે ત્યારે પોતાના હાથની એક આગળીમાથી મુદ્રિકા—વીંટી સરી જાય છે મુદ્રિકાની શોભાવડે અ-ગુલિ । જે મનોહર દેખાતી હતી તે હવે દેખાતી નથી આ પ્રકારે સર્વ અલકારોને જ્યારે ઉતારવામા આવ્યા એટલુંજ નહિ પરતુ શરીરની શોભા પણ ક્યાથી આવી ? તેને વિચારે ચઢ્યા કે આત્માની અપૂર્વ સ્વાભાવિક સુદરતા તેમને પ્રત્યક્ષ થઈ અને એ સુદરતાની છાયા માત્ર પુદ્ગલ દ્રવ્યમા પડતી હતી એ પુદ્ગલ દ્રવ્યમાથી મૂર્છા ઉતરી આત્મ દ્રવ્યની સ્વાભાવિક સુદરતા-રમણીયતા વિગેરેનો સા ક્ષાત્કાર થતા કેવળજ્ઞાન પામ્યા આમ eastheticએટલે સ્વાભાવિક સૌંદર્ય વડે પણ કેવળજ્ઞાન પમાતું હોય એમ અનુમાન થાય છે

આત્માને વશવર્તી રહેવાના છે ખરા જૈનો પણ જૈનો ત્યારે કહેવાય કે ભરત મહારાજાએ પ્રથમ, ભૂમિ ઉપરના છ ખંડ સાધ્યા અને પછી આત્મ વિચારણાએ ચઢતા વિશ્વના છ દ્રવ્યોને સાધ્યા તેમ જૈન શાસ્ત્રને અનુસરનાર જૈનો એ પણ આત્મ સામર્થ્ય વડે છ દ્રવ્યોને સાધી પોતાના જૈનત્વ-જેતાપણાને સિદ્ધ કરવુ જોઇએ

કર્તા કોણ ?—

આખા જગતનો સમાવેશ જડ અને ચૈતન્ય એવા બે પદાર્થોમા થઇ જાય છે જડ, નિર્બળ-અજ્ઞાન-નિસ્સત્વ છે ચૈતન્ય, સબળ, સજ્ઞાન અને શસત્વ છે આત્મા ચૈતન્ય છે માટે સજ્ઞ,[2] સવીર્ય અને શસુખરૂપ છે, પુદ્ગલ જડ હોવાથી અજ્ઞ, અબળ અને અસુખરૂપ છે

૨ જૈન શાસ્ત્ર પ્રમાણે અજ્ઞ એટલે જ્ઞાન રહિત એમ આત્માને એકાંતે સમજવો એ યોગ્ય નથી આત્મા જ્ઞાનવાન છે પુદ્ગલ સંયોગવાળો કર્મ સંગે હોવાથી દેહધામે જોડાયેલો હોવાથી તેસર્વથા અજ્ઞ થતો નથી, પરંતુ અલ્પ જ્ઞ છે જેમ જ્ઞાની સર્વજ્ઞ છે તેમ સસારી અ પજ્ઞ છે જેમ એક માણસ પાસે કોટ્યાવધિ ધન હોય અને બીજા પાસે એક પૈસો હોય તો આ બ નેમા નિર્ધન કોઈ નથી બ ને સધન છે એકની પાસે મહાન્ દ્રવ્ય છે અને બીજાની પાસે અ પમા અલ્પ દ્રવ્ય છે, તેમ જ્ઞાની પૂર્ણજ્ઞાની છે તેમ સંસારી અજ્ઞ એટલે અલ્પજ્ઞાની છે શાસ્ત્ર કહે છે કે આઠ રૂચક પ્રદેશ ઉઘાડા ન હોય તો જ અજ્ઞ એટલે જ્ઞાન રહિતકે અજીવ હોઇ શકે

આત્મા પોતાના બાહ્યબળવડે પોતાની આસપાસ આવેલા જડ ભાગમાથી પરમાણુઓ ગ્રહણ કરી પત્થરોમા, રત્નરૂપ, સ ખમા દક્ષિણાવ્રત, પશુઓમા સિ હરૂપ, પક્ષીઓમા ભારડરૂપ, મનુષ્યમા ચક્રવર્તિરૂપ, અને દેવોમાં ઇન્દ્રપણું પણ મેળવી શકે છે, અને પોતાના આતરબળવડે કેવળ પોતાના સ્વભાવમા—પોતાના ગુણોમા—પોતાના વીર્યના મહાન્ વીર્યરૂપ—મહાતીર્થંકરપણું પણ પ્રાપ્ત કરી મહાન્ જ્ઞાનરૂપ, મહા સુખરૂપ, મહા શાન્તિરૂપ, મહા પ્રેમરૂપ એવુ **પરમાત્મત્વ પ્રાપ્ત કરે છે**

આ જગતમા દૃશ્ય થતી સઘળી રિદ્ધિઓ આત્માએજ પ્રાપ્ત કરી છે સઘળા શહેરો, સઘળા ગામો, સઘળા રાજ્યો, સઘળી કળાઓ, સઘળા દેશો, અને સઘળા ખડો એ આત્માનાજ બનાવેલા છે

આજે પૃથ્વીનુ પૃથ્વીસ્વરૂપ, જડનું જડસ્વરૂપ, અગ્નિનું અગ્નિ સ્વરૂપ, વાયુનું વાયુસ્વરૂપ, વનસ્પતિનું વનસ્પતિસ્વરૂપ, જતુનું જતુસ્વરૂપ, માછલાનું મત્સ્ય સ્વરૂપ, પક્ષીનુ પક્ષીસ્વરૂપ, પશુનું પશુસ્વરૂપ, મનુષ્યનું મનુષ્યરૂપ અને દેવનું દેવસ્વરૂપ એ બધુ આત્માએજ પોતાની પુદ્ગલ પરમાણુઓને પરિણામવાની શક્તિવડે સર્જ્યું છે—રચ્યું છે—બનાવ્યું છે આખા જગતના બાહ્ય સજીવ પદાર્થોના રચનારા આત્માઓ છે આત્માનેજ બળે જડ પદાર્થ સજીવ—સબળ

–સત્રેમ અને સુદર ભાસે છે અને જડમાં જો એ આત્માનો અભાવ હોય તો જડ નિસ્તેજ, નિસ્સત્વ અને નિર્બળ લાગે છે આ શરીર જે મગળમય દેખાય છે તે તેમા આત્મા હોવાને લીધે જો આત્મા કે આપણે તેમાથી નીકળી જઇએ તો અમગળ, વિરૂપ અને થોડી વારમા ગધાતુ માલુમ પડે છે માટે આ વિશ્વના જીવોને રચનાર–કર્તા–સ્રષ્ટા આત્માઓજ છે

સૃજ્ ધાતુનો અર્થ સમજવુ અને છોડવુ to crea e and to leave એવા બે પ્રકારે થાય છે

આત્મા પોતાની બાહ્યશક્તિ વડે પરપુદ્ગલમા મોહ પામી સર્જે છે અને આત્મા પોતાની જ્ઞાનાદિ શક્તિવડે પરને તજી આ મપૂર્ણતાને પામે છ

આમ છતા તે પોતાના નિત્ય સ્વરૂપનો જ્ઞાનાદિ સ્વાભાવિક સ્વરૂપને છોડતો નથી, કારણ કે જ્ઞાન, વીર્ય, કે આનદ એજ પોતે છે, અને પોતાને પોતે છોડી શકે નહિ, માટે આત્મા પર એવા પુદ્ગલોને જોડે છે અને છોડે છે

કોઇ એવું માને છે કે Man can make a box, Can he make a tree? માણસ પેટી બનાવે છે, પરતુ તે કઈ વૃક્ષ બનાવી શકે! લેખક ઉત્તર આપે છે કે હા, જ્યાર આત્મા વૃક્ષરૂપે દેખાય છે ત્યારે એ સજીવ વૃક્ષ કોણે રચ્યું ? એ વૃક્ષમા રહેલા આત્માએ પોતાની પુદ્ગલ

પરમાણુને પરિણામવાની આહારશક્તિથી વૃક્ષ રચ્યું, અને વૃક્ષમાથી પેટી બનાવી, માટે વૃક્ષસ્વરૂપનો જેમ કર્તા આત્મા, તેમ પેટીને આકાર આપનાર પણ આત્મા

જડ પદાર્થ ભિન્ન ભિન્નરૂપો બને છે તે આત્માની શક્તિવડેજ જડપદાર્થ માત્ર એ પ્રકૃતિનો સમૂહ છે તેને પથ્થરરૂપ, પાણીરૂપ, મનુષ્યરૂપ, દેવરૂપ આપવુ એ આત્મા આપે છે, અર્થાત્ તેમાથી તેવા તેવા શરીરો રચવા, બનાવવા-સર્જવા એ આત્માવડેજ બને છે હા! શક્તિ તો તેમા પણ અસીમ છે, છતા જે કાળે જેટલી શક્તિ ફોરાવે, તેવો તે થાય છે એટલે પથ્થરરૂપ, કે મનુષ્યરૂપ બનાવુ એ પોતાની ન્યૂન કે અધિક શક્તિ વિશેષ વડે થયું છે, અને થાય છે જેમ એકજ પદાર્થ હીમરૂપે, જળરૂપે, કે બાષ્પરૂપે પ્રતીત થાય છે આમા માત્ર તે સ્વરૂપોમા—formsમા આત્માની ન્યૂનાધિક શક્તિ-વિશેષનું જ કારણ છે જ્યારે આત્મા ઉંઘવા જેવી સ્થિતિમા હોય છે ત્યારે તો પોતાનું પથ્થર જેવું આહારૂપ ઘડે છે જ્યારે સુસ્ત હોય છે ત્યારે માટીરૂપતા રચી લે છે જ્યારે ઝોક્કા ખાતો હોય ત્યારે વનસ્પતિરૂપ બનાવી લે છે, જ્યારે શ્વાસ ઉશ્વાસ લેતો હોય ત્યારે પ્રાણીરૂપ-પશુરૂપ કરી લે છે જ્યારે મનન કે વિચાર કરતો હોય ત્યારે મનુષ્યપણું ઉત્પન્ન કરે છે, જ્યારે પ્રકાશતો હોય ત્યારે દેવયોનિ રચે છે આમ એજ પુદ્ગલ પરમાણુઓને પરિણામવવાની થોડી

યા ધણી કે નાના પ્રકારની શક્તિવડે-પર્યાપ્તિવડે-Capacities વડે નાના પ્રકારના રૂપો રચી ધારણ કરે છે—નાના પ્રકારના વસ્ત્રોરૂપી અલંકારો ધરનો ચાલે છે

એક માણસ પ્રથમ પર્ણકુટી-wigwam પછી ઝુંપડું, પછી ઘર, પછી હવેલી, પછી બંગલો અને પછી મહેલ બનાવે છે એટલું જ નહિ પણ હવે વિમાનો બનાવે છે ઘણા માણસો મળી ગામડું, ગ્રામ, શહેર, નગરી, નગર પ્રાંત, મુલકો, ખંડ પણ રચે છે આ કોણે રચ્યા? આત્માએ તેમજ આ પૃથ્વી કોણે રચી? પૃથ્વીમાં રહેલા આત્માએ પૃથ્વીને રચી, તેમજ પૃથ્વીમાંથી ખંડાદિ બનાવ્યા, એ પણ માણસમાં રહેલા આત્માએ રચ્યા આત્મારૂપી ઇશ્વરે પૃથ્વી રચી—આત્મારૂપી ઇશ્વરે શહેર બનાવ્યા, એ પોતાની બાહ્ય શક્તિવડે અને આત્માજ પોતાની આંતર શક્તિ વડે સિદ્ધ સ્વરૂપ-પરમાત્મ સ્વરૂપ પણ રચી શકે છે અર્થાત્ આત્મા એ ઇશ્વરજ નથી, કારણ કે બાહ્યશક્તિ ઉપર વિજય મેળવી, પોતાનું આંતર સ્વરૂપ પણ પ્રગટ કરી પરમેશ્વરરૂપ સિદ્ધરૂપ પણ આત્માજ છે

કર્મનો કર્તા પણ આત્મા છે અને એ કર્મવડે પશુઆદિ સ્વરૂપ પણ આત્મા જ રચે છે, દેવના દેવતાઇને મનુષ્યાદિના માનવ શરીરો સુદ્ધાં કર્મના ઘડેલા કહેવાય છે આત્મા પણ કર્મો રચી પછી એ કર્મ વડે-એક કર્મશક્તિ વડે-એ પોતે આપેલી પરની શક્તિવડે દેવાદિરિદ્ધિ અને ચક્રવર્તિની રિદ્ધ પણ આત્માજ રચે છે

જેમ એક સુતાર હથિઆર બનાવે અને પછી હથિઆર વડે પેટી બનાવે તેમ જીવ કરેલા કર્મરૂપી હથિઆર બનાવે એટલે જડ એવા પરમાણુઓમાં પોતાની શકિત ફેલાવે એટલે એ પરમાણુઓ–એ સૂક્ષ્મ પરમાણુઓ શક્તિવાળા થઈ કર્મ બને અને એ કર્મો વડેજ નાના પ્રકારનાં શરીરો આત્મા બનાવે એ શરીરો વડે નાના પ્રકારની રિદ્ધિ પ્રાપ્ત કરે આ પ્રકારે સર્વ કર્તા આત્માઓજ જણાશે મનુષ્યાદિ દેવાદિનો ખરો કર્તા કર્મ નથી, પણ આત્મા છે કારણ કે એ તો આત્મા કર્મ પ્રથમ બનાવી પછી મનુષ્યાદિ શરીરો રચે છે, અને જેવા જેવા કર્મ રચે તેવા તેવા કર્મોથી, સારા–વિશેષ સારા એવા શરીરો રચી શકે છે

જન્મ–મરણ

આત્મા ક્રિયા કરે છે, ચાલવુ, દોડવુ, બોલવુ, ફરવુ, લેવુ, દેવુ એ બધી એની ક્રિયા છે તેમ જન્મવું અને મરવુ એ પણ એની ક્રિયા છે, જન્મવુ એટલે બાહ્ય પુદ્‌ગલોનો પ્રાણરૂપે સચય કરી, શરીર ધરવુ, અને મરવુ એટલે એ પુદ્‌ગલરૂપી પ્રાણને છોડી દેવા, એ કૃતિ પણ આત્માનીજ છે જેમ ચાલવુ, બોલવુ, વિગેરે ક્રિયા કરતાં પોતે કાયમજ હોય છે, તેમ પુદ્‌ગલોનો સચય કરવો એટલે જન્મવું, અને પુદ્‌ગલોને અમુક કાળે છોડી દેવા એટલે મરવું એ ઉભય ક્રિયા કરતા આત્મામા ખરેખરો ફેરફાર થતો નથી એની સચય કરવાની શક્તિ અને છોડી દેવાની

શક્તિ એજ ક્રિયા કરતી જણાય છે જેમ સુતાર કે કડિયો એક ઘર બાંધે, પછી તેમા રહે કે તોડે તો તેમા સુતા રમાં કે કડિયામાં વસ્તુત ફેરફાર થતો નથી, તેમ શરીર રૂપી ઘર જીવ બાંધે તો તેમાં રહે કે તેને તોડી નાખે અર્થાત પાછો થવાને-નવો થવાને મરી જાય કે નિર તરને માટે મરી જઇ પુદગલોને-કર્મને સર્વથા છોડી દે એટલે મોક્ષ પામે, તેમા જીવમા કઈ વસ્તુત ફેરફાર થતો નથી વસ્તુત એટલે નિશ્ચય એટલી વાત લક્ષમા રાખવાની છે આજ પ્રકારે જન્મવું એટલે ડગલો બનાવી પહેરવો, અને મરવું એટલે ડગલો જુનો થતા ફેંકી દેવો, તેમા આત્માને હર્ષ શોક શો છે ? આત્મા કાયમ છે તો પછી રાગ, દ્વેષનું કારણ શું રહે છે ?

બાહ્ય અને આતરશક્તિ —

જોઇએ તો પૃથ્વીમા રહી હીરાપણું રચો, જોઇએ તો પક્ષી બની ભારડ થાઓ, જોઇએ તો મનુષ્યમા ચક્રવર્તિ થાઓ, અને દેવોમા ઇદ્ર થાઓ, પરતુ એ બાહ્યશક્તિ ફેરવતા એટલે નાના પ્રકારના પુદગલો રચી તેમાં ભરાતા ભાન ભૂલે એટલે પોતે પુદગલમાથી રચેલા શરીરને હું સમજે, તો મોટી ભૂલથાપ ખાય છે કારણ કે પુદગલાદિ રચવામા શક્તિ સ્ફોરવવી એ પોતાનો વિભાવ છે સ્વભાવ તે જ્ઞાનાદિ વીર્ય છે, માટે સ્વભાવમા રહેતા શિવગતિ પામે છે, અને વિભાવમા રહેતા દેવાદિ સ્થિતિપણુ પોતે

રચે છે પુદ્ગલનો સ્વભાવ પડવાનો હોવા છતાં પણ જીવ ચઢવાના સ્વભાવે દેવાદિપણું પામે; પરંતુ ખરેખર દેવાદિપણાના શરીરોને પણ પર સમજી આત્મસ્વભાવમા રહેતો જીવ શિવગતિ પણ જરૂર પામે, કારણ કે ચઢવું એ એનો સ્વભાવ છે

## વિભાવ અને સ્વભાવ —

વિભાવે રહી શરીરાદિ રચવા, અને રિદ્ધિ મેળવવી એ પ્રયત્ન સાધ્ય છે, સ્વભાવે જ્ઞાનાદિમા રહી મોક્ષ ચઢી જવું એ અપ્રયત્ન સાધ્ય છે, કારણ કે જ્ઞાનાદિ તે પોતે છે અને પોતે તેજ મોક્ષ છે પર એ બંધન છે, સ્વ એ મુક્તિ છે આટલું છતા હે જીજ્ઞાસુ ! ત્હને એવો પ્રશ્ન રહે કે હું કોણ છું ? તો તારે સમજવું જોઈએ કે આ શરીર-ઇંદ્રિયો, મન, અહંકાર, એ સર્વને જાણનાર આત્મા છુ, તું પોતેજ જ્ઞાન છે-દર્શન છે-ચારિત્ર છે-વીર્ય છે-આનંદ છે આદિ અનંતરૂપ છે-અરૂપ છે-અગુરૂ અને અલઘુ પણ તુંજ છે આત્મા ભારે અને હલકો નથી પુદ્ગલ દ્રવ્ય ભારે અને હલકુ હોવાથી ગુરૂ અને લઘુ પણ હોય છે, પણ આત્મા અરૂપી હોવાથી નથી એ ગુરૂ કે નથી એ લઘુ ગુરૂ અને લઘુ એવા પુદ્ગલને જાણીતો રહ્યો છે ત્યારે શું હું મનુષ્ય નહિ ? ના મનુષ્ય, તીર્યંચ, નારકી કે દેવ એ કર્મમા હું પણાના વિપર્યાસથી પોતે છે એમ સમજી જાય છે બાકી એતો મનુષ્યાદિને જાણનાર છે સ્વભાવે જ્ઞાનરૂપ-આનંદ-

રૂપ-વીર્યરૂપ છે માટે આત્મા સ્વભાવે રહેતાં રહેતા પોતે પૂર્ણ વિકારો એટલે પૂર્ણજ્ઞાને-પૂર્ણ દર્શને-પૂર્ણચારિત્રે સચ્ચિદાનંદરૂપે સર્વદા રહી શકે છે×

× સને ૧૯૧૪ માં છપાયેલ લાલન-આત્મવાટિકાના મૂળ લેખ મનન-આનુભવિક લેખ ( ममत्व त्यागानुभव ) ઉપરથી સ્ફુરણા થયેલ આ લેખ અત્ર મૂકવામા આવ્યો છે આમાં Conviction પ્રતિત થશે અને વિચારોની પરાકાષ્ટા થતા realization અનુભવ થઇ જશે પ્રયત્ન સાધ્ય છે

( યોગાર્થ કુંવરજી )



## ષડ્દ્રવ્ય નીચેના કોષ્ટકમા બતાવ્યા પ્રમાણે છેઃ—સંયોજક કુંવર.

| નં | નામ | પ્રમાણુ | એક કે અનેક | રૂપી કે અરૂપી | સ્વભાવ |
|---|---|---|---|---|---|
| ૧ | ધર્માસ્તીકાય | લોકપ્રમાણુ | એક | અરૂપી | કાઇપણુ વસ્તુને ગતિ આપવાની મદદ કરનાર—જળ જેમ માછલીને તરવામાં મદદ કરે છે |
| ૨ | અધર્માસ્તિ કાય | લોકપ્રમાણુ | એક | અરૂપી | વસ્તુને સ્થિર રાખવામાં સહાય કરનાર, જેમ સ્થળ વૃક્ષનો આશ્રય લઇ પથિક—મુસાફરજન બેસે છે તેમ |
| ૩ | આકાશાસ્તિ કાય | લોકાલોક પ્રમાણુ | એક | અરૂપી | અવકાશ આપનાર જેમ વાસણમાં હવા |
| ૪ | પુદ્ગલાસ્તિ કાય | પરમાણુ પ્રદેશ દેશ અને સ્કંધ | અનેક | રૂપી | સડવુ પડવુ અને વિધ્વંસ પામવુ એ ધર્મવાળા જગતના દૃશ્ય પદાર્થો તે પુદ્ગલ |
| ૫ | કાળ | ० | એક | અરૂપી | વસ્તુને જુની નવી દેખાડનાર વસ્તુમાં થતી ક્રિયાએ વર્તનાને આરોપ |
| ૬ | જીવાસ્તિકાય | વ્યવહારે શરીર પ્રમાણુ નિશ્ચયે શક્તિરૂપે લોકપ્રમાણુ | અનેક | અરૂપી | જ્ઞાન દર્શન ચારિત્ર તપ, વીર્ય અને ઉપયોગ |

ॐ वीतरागायनम

# ' नवीन आनुभविक रत्नो '

વિષય —

(૧) જ્યારે આત્મા વિચાર કરે છે–When the soul reflects ત્યારે તે મનુષ્ય છે

(૨) જે વિચાર કરી શકતો નથી તે મનુષ્ય નથી બીજાના વિચારથી જે ચાલે છે તે હજી પશુ છે કે જતુ છે કે પૃથ્વી–અપ–તેજ–વાયુ–વનસ્પતિ જેવો છે

(૩) મનુષ્ય સ્થિતિમાજ આત્માજ પરમાત્મા થઈ શકે છે એવો મનુષ્યદાવો કરે છે, કદાચ પશુઓ અને દેવો પણ પોતાના સ્થાનમા અને સ્થળમા તેઓ દાવો કરતા હોય તો ના કહેવાય નહિ

(૪) પ્રેમની–પ્રજ્ઞાની કે પ્રાણની પરાકાષ્ઠા અનુભવ્ય હોય તો મનુષ્ય જીવનમા અનુભવાય છે, અને તેની સામે વેરની–ઝેરની અને ટટા ફિસાદની પરાકાષ્ઠા જોવી હોય તો પણ તે મનુષ્ય જીવનમા અનુભવી શકાય છે

(૫) શરીરભાવે મનુષ્ય પ્રભુનો પ્રતિનિધિ છે, જીવ ભાવે તે પ્રભુનો યુવરાજ છે, અને આત્મભાવે પોતે પ્રભુ છે

(૬) વર્તનમા બાલક થવુ, સત્યમા યુવાન થવુ

અને જ્ઞાનમા વૃદ્ધ થવું એજ મુક્તિપુરીએ પહોચવાનો સુલભ રસ્તો છે

(૭) પોતાના સુખની વૃદ્ધિ એજ દરેક જીવનું અતિમ સાધ્ય છે સુખ મનુષ્યને દુ ખ વિનાનું એટલુ જ નહિ પણ શાશ્વત જોઇએ છે અને એ શાશ્વત સુખ–આવ્યા બાધ સુખ તેજ અતિમ સાધ્ય. વિ. વિ રોગ વિનાનું આરોગ્ય, જરા વિનાનું તારૂણ્ય–મરણ વિનાનું જીવન એની આભલાષા પણ મનુષ્યને પુરી પાડવી હોય તો તેણે વગર વિલબે–વગર ત્વરાએ without haste and without rest આત્મ જીવનમા વર્તવા શીખવુ

(૮) આપણા વ્યક્તિત્વનો એવો વિસ્તાર કરવો કે જગતની તમામ વ્યક્તિઓનો વિપૂલ–સમૂહ જાણે એકજ વ્યક્તિ હોય અને તે આપણે પોતે એવી પ્રતીતિ રાખી વર્તવુ એ આત્મવિકાસનો અને પરમ આનદની પ્રાપ્તિનો હેતુ છે

(૯) સર્વ પ્રકારની નિર્બળતા ઉપર માણસ જય મેળવે છે અને એ જય ઉપર પણ નિરાભિમાનથી વિજય મેળવી શકે છે

(૧૦) જેમ નાનાં, મોટાં કે સમાન એ ત્રણે પ્રકારના બચ્ચાઓ ઉપર માનું વ્હાલ સમાન જેમ હોય છે તેમ જગતના તમામ જીવોની જાણે પોતે માતા હોય, અને નાના, મોટા કે સમાનને માતા જેવુ યથાર્થ વ્હાલ રાખી શકે

તેના સર્વ પાપો નષ્ટ થાય છે એટલુજ નહિ પણ દેવો પણ તેમને પુજે છે પ્રયત્ન સાધ્ય છે!

(૧૧) કસ્તુરી જેમ મૃગની દુટીમા ભરેલી હોય છે તેમ શાશ્વત સુખ આત્મામાજ ભરેલુ છે, છતા જેમ કસ્તુરી-મૃગને પોતાની નાભિમા રહેલી કસ્તુરીનું ભાન નહિ હોવાથી આસપાસના વૃક્ષોમાના પોતાની નાભિમાંથી ઉડેલી સુગધનો વાસ લેવાને દોડે છે, તેમ સુખરૂપ સુગધ મનુષ્યના નાભિરૂપ આત્મામાજ રહેલુ છે, તથાપિ વિષયોરૂપ વૃક્ષમા સુખની સુગધ લેવા મનુષ્યો દોડી રહ્યા છે એ કેવુ દુ ખદ અને હાસ્યકારક છે હવે એ દુ ખદ અવસ્થા અને હાસ્યજનક સ્થિતિ દૂર કરવા મૃગ જેમ અ તરદ્રષ્ટિ કરતા કસ્તુરીનો દડો પામી શકે, તેમ મનુષ્ય જો અ તરદૃષ્ટિ કરે તો અન ત સુખનો દડો પણ તેમને પ્રાપ્ત થાય એટલુજ નહિ પર તુ કસ્તુરી મૃગ પોતાના સુખભાન વિના અ ય વૃક્ષોમા રખડતું હતું, તેમ ન રખડતા પોતાની તરફ વળે-આત્માભિમુખ થાય, તેમ મનુષ્યો પણ વિષયરૂપી વૃક્ષોમા રખડવાને બદલે પોતાના આત્મા ભણી વળે અને એ સુખ પ્રાપ્તિ કરીલે તો વિષયો પણ તે આત્મસુખના પ્રવાહથી અમૃતમય થઇ જાય

(૧૨) સઘળા સ સાર—દુ ખસાગરનું મૂળ દેહદૃષ્ટિ છે અને સઘળા સુખસાગરનું મૂળ આત્મદૃષ્ટિ આત્મદૃષ્ટિ

પૂર્વક પરમાર્થ અને વ્યવહાર બન્ને સુખમય છે દેહદ્રષ્ટિ પૂર્વક સુખ પણ વિનાશી અને અશાશ્વત છે

(૧૩) પચ પરમેષ્ટિમાં–નવકાર મહામત્રમા સાધુ, ઉપાધ્યાય, અને આચાર્ય સર્વ પાપનો એટલે સર્વ દુખનો એટલે મોહનો સપૂર્ણ નાશ કરે છે અરિહત એ પુણ્યાનુબધી પુણ્ય ઉપજાવે છે અને સિદ્ધ એ સસારને અગીચો બનાવી મોક્ષપદ અપાવે છે માટે અવશ્ય પ્રેમ પૂર્ણ નવકારનું સ્મરણ કરવુ ઉચિત છે

(૧૪) શુદ્ધાત્મા થઈને પાપમય ક્રિયાનો નિષેધ કરવો એ મહજમાં સહજ છે સમભાવમા રહીને સાવદ્ય યોગ (મન વચન–કાયાને પાપવ્યાપારમાં જોડવા) રૂપ પચ્ચખાણ–પ્રતિજ્ઞા–પાલન સહજમા સહજ થઈ જાય છે, કારણકે સમભાવે રહેલો આત્મા દોષથી મૂકત છે એટલુંજ નહિ અર્થાત્ બીજાને હાનિ કરતો નથી એટલુજ નહિ પરતુ પોતાનામાં રહેલા સઘળા ગુણો બીજામા–બીજાસર્વમા પરિપૂર્ણ દેખે છે; અને એમ કરીને પોતાની સમભાવની ભાવના સક્રિય કરે છે

શુદ્ધાત્મામા રહ્યા પછી એટલે દેહાત્મભાવ અને કર્મ ભાવથી સપૂર્ણ વ્યાવૃત (પાછા હઠવું) થયા પછી એજ શુદ્ધાત્માનો પ્રવેશ મન, વચન અને કાયામાં તેમજ કર્મમાં કરવા થકી મન વિશદ–નિર્મળ સત્વગુણમયી અને શુદ્ધ જ્ઞાનવાણુ થાય છે, વચનમાં, નિર્મળતા, નિષ્કપટતા, સરળતા આવવાથી વચન પ્રિય, સત્ય, અને પથ્ય–હિતકર

સર્વને થાય છે કાયામા પ્રવેશતાં કાયા ચોક્ખી સત્વગુણના પરમાણુથી બનેલી-નિરોગી-આરોગ્યથી પૂર્ણ-સબલ બને છે અને—

કર્મ અશુકલ ( ધોળા નહિ-શુભ નહિ, ) અકૃષ્ણ ( કાળા નહિ-અશુભ નહિ ) થાય છે એટલે કર્મપણ શુભ અશુભપણું મૂકી શુદ્ધ અવસ્થામા આવતા પુદ્ગલાસ્તિકાયમાં પાછા પુદ્ગલ થઇ મળી જાય છે અર્થાત કર્મની મૂક્તિ થાય છે

માટે શુદ્ધ અવસ્થામા આત્મા મુક્ત છે અને શુદ્ધ અવસ્થા વડે થયેલા શુદ્ધ કર્મો પણ મુક્ત થઇ પાછા પુદ્ગલમાં મળે છે માટે સમભાવની નીચેની ભાવના કેળવવી યથાર્થ છે

मैत्री करुणा मुदितोपेक्षाणां सुखदुःख पुण्यापुण्य विषयाणा भावना तश्चित्त प्रसादनम्। અર્થાત્ સુખી તરફ મૈત્રી, દુ ખી ભણી કરૂણા, પુણ્યવાન પ્રત્યે હર્ષ, અપુણ્યવાન તરફ ઉપેક્ષાની ભાવના કરવાથી ચિત્ત પ્રસન્ન ચિત્ત સ્થિર થાય છે-સમભાવ કેળવાય છે, આથી રાગદ્વેષાદિ જીતી આત્મસ્મરણતા પ્રાપ્ત થશે

## ૧૫ પરમ સુખ પ્રાપ્તિની કળા—

સ સારમા પૃથ્વીકાયથી માંડી ઇન્દ્ર સુધીના સુખોનો સરવાળો કરી, અને અન તે ગુણીયે એટલે તીર્થંકર નિર્વિકારી હોવાથી એ સુખ અવ્યાબાધ પણ-એમના એ અ તિમ જીવન સુધી રહે, કારણકે સુખનો કર્તા આત્મા પૂર્ણ જાગૃત છે, માટે દુ ખ વિનાનું સુખ-વિકાર વિનાનું સુખ-મોહ

વિનાનું સુખ પ્રાપ્ત કરવા અરિહંત ભગવાનનું સ્મરણ કરવું, અને અરિહંત અવસ્થા પ્રાપ્ત થાય એટલે સર્વને અરિહંત બનાવવા સર્વી जीव करूं शासन रसी ॥

(૧૬) જગતમા બે પદાર્થ છે તે શાશ્વત છે-અણુસરજેલા છે-અજ સાથે રહે છે, અને સ્વતત્ર છે અને તે જીવ અને અજીવ-જડ અને ચૈતન્ય, પુરૂષ અને પ્રકૃતિ, બ્રહ્મ અને માયા આત્માએ અજીવથી-પુદ્દગલથી, કાળથી, આકાશથી, ધર્માસ્તિકાયથી અને અધર્માસ્તિકાયથી જૂદો છે ગતિ સહાયક દ્રવ્યને ધર્માસ્તિકાય, સ્થિતિ સહાયકને અધર્માસ્તિકાય કહે છે આત્માએ ઉંચામા ઉંચો પદાર્થ છે આત્મામા નિશ્ચયનયથી અનત શક્તિ ભરેલી છતા પોતાની અતિમ સ્થિતિ કે નિર્વાણ કે પૂર્ણતા Perfection એ પહોચતો નથી ત્યાસુધી પુદ્દગલની સાથે સદા સયુક્ત ભાવે રહે છે, અને એ આત્મા અને અનાત્મા-અથવા જીવ અને અજીવની વચ્ચેની સાકળ તે કર્મ છે, એટલા માટેજ કર્મો અનાદિથીજ છે, છતા પરિણામી છે, અને આત્મા અપરિણામી છે આત્મા સર્વ પુદ્દગલથી સ્વતત્ર થઇ પૂર્ણજ્ઞાન, દર્શન, વીર્ય અને પૂર્ણ આનદ એવા અનતા ગુણોને પ્રાપ્ત કરે છે-પૂર્ણ વિકસિત કરે છે ત્યારે તેજ, આત્મા તે પરમાત્મા છે, અને એજ લક્ષ્યબિંદુ હોવું જોઇએ

(૧૭) પ્રશાન્તવાહિતા વિશ્વને બગીચો બનાવે છે

મનુષ્યમાં જો પાપ ન હોય તો દુ ખ ન હોય અને દુ ખ ન હોય તો સ સાર ઉપવન હોય

(૧૮) ઇંદ્રિયો બે પ્રકારની છે, અને મન પણ બે પ્રકારનું છે, દ્રવ્ય ઇંદ્રિય અને ભાવ ઇંદ્રિય, દ્રવ્ય મન અને ભાવ મન

દ્રવ્યઇંદ્રિય જડ છે, ભાવઇંદ્રિય ચેતન છે, દ્રવ્યમન જડ છે, ભાવમન ચેતન છે ભાવઇંદ્રિય અને ભાવમન ઘણા ઘણાને સમજાતા નથી, કારણ કે આપણે દ્રવ્યઇંદ્રિય અને દ્રવ્યમન જે જડ છે એનો ઉપયોગ અને તેના સ સ્કાર એટલા બધા ઉંડા અને મજબુત આપણા ઉપર પડેલા હોય છે કે ભાવઇંદ્રિય અને ભાવમનને, દ્રવ્ય ઇંદ્રિય અને દ્રવ્યમનથી જૂદા પાડી શકતા નથી હવે જૂદા પાડવાની કળા —

જેમકે શરીર, જેને આપણે જોઇએ છીએ, તે આપણે દ્રવ્ય–ચક્ષુઇંદ્રિયથી જોઇએ છીએ અને એ દ્રવ્ય–ચક્ષુ-ઇન્દ્રિયથી જે શરીર દેખાયું તેમા હુ એવી બુદ્ધિ થઇ એ ભાવઇંદ્રિયને લઇને બુદ્ધિ થઇ એવું ખોટુ જ્ઞાન ચૈતન્યને થયું એ ખોટુ જ્ઞાન એ અશુદ્ધ ઉપયોગ છે જો હવે ભાવઇંદ્રિય એટલે અશુદ્ધ ઉપયોગ આપણામાં ન હોય તો દ્રવ્ય ચક્ષુ–ઇંદ્રિયથી દેખાયલું શરીર હું છુ એવું આપણે કોઇ કાળે માનીએ નહિ

આ ... કરીએ છીએ તે દ્રવ્યમનથી

છીએ, અને દ્રવ્યમનથી કરેલા વિચારોમા હુ વિચાર કરૂ છુ એવું જે ભાન થાય છે તે ભાવમન છે, અને એ ભાન આત્મગત હોવાથી-એ ખોટુ ભાન આત્મગત હોવાથી ચૈતન્યમય છે, અને એ ખોટુ ભાન તેજ અશુદ્ધ ઉપયોગ છે હવે જો આપણે દ્રવ્યમનને દ્રવ્યમન સમજીએ અને મનમા હુંપણું એટલે અશુદ્ધ ઉપયોગ ન રાખીએ તો આપણને માત્ર દ્રવ્યમન રહે, અને ભાવમન રહે નહિ કે જેથી આત્માનો ઉપયોગ સદા શુદ્ધજ રહે. કોઇ દિવસ પણ દ્રવ્યઇંદ્રિય, અને દ્રવ્યમનમા અશુદ્ધ ઉપયોગવાળાને જાતિ થશે નહિ માટે ભાવમન અને ભાવઇંદ્રિયને દૂર કરવાથી આત્મા શુદ્ધ ઉપયોગમા રહે છે અને દ્રવ્ય મન અને દ્રવ્ય ઇંદ્રિયથી સઘળા કામ નિર્બંધપણે કરી શકાય છે

(૧૯) Man is the text to which this world is nothing but a Commentory'

અર્થાત્ મનુષ્ય એ મૂળ સૂત્ર છે અને વિશ્વ તેના પરભાષ્ય છે, કારણ કે-મનુષ્યમાં રહેલા આત્માની કૃતિ જે ત્રણે કાળમા ચાલુ છે એ કૃતિ ઉપરથી તેનો કરનાર આત્મા કેવો છે એ સ્પષ્ટ સમજાય છે

(૨૦) 'know in thyself, and in the world the self-same soul,

And banish the dream, that sunders the part from whole ' અર્થાત્ તારી અંદર અને તારી બાહ્ય

તેજ આત્માને તું ઓળખ, અને એ સ્વપ્નને તું દેશનિકાલ કરે કે જે સ્વપ્ન પૂર્ણ ને અપૂર્ણ દેખાડે છે—અખંડને ખંડિત દેખાડે છે

(૨૧) Man is not a body, but he is soul having a body ( Henry Wood-America )

(૨૨) મનુષ્યમાં રહેલો આત્મા કંકર નથી-જન્તુ નથી-પશુ નથી, પણ ત્રિલોકનો નાથ છે

(૨૩) મનુષ્યમા રહેલો અનંત સામર્થ્યોમાનું પ્રત્યેક સામર્થ્ય પણ અનંત છે, અને તે વડેજ ખીલે છે

(૨૪) એક મનુષ્યમા આખા જગતની તમામ વ્યક્તિઓ સમગ્ર બળ જેટલું બળ છે, અને તે સર્વ વ્યક્તિઓથી વિચિત્ર છે Every soul is a new force of nature

(૨૫) કરેલી સેવાનો બદલો ઇચ્છવો એ કેટલું કદર્યું છે ! તથાપિ આત્માને વ્હેલો મોડો તે બદલો [illegible] પડે છે



## સંક્ષેપ નવતત્વ-એક સંવાદ

લાલન-કુંવરજી

કુંવરજી—આપુ ! સંક્ષેપમાં નવતત્વ ?

લાલન-હા તમારૂ નામ મંગલિક છે અને

પ્રશય છે, તમારા શરીરનું નામ કુવરજી અને મારા શરીરનું નામ લાલન. તમારા આત્માનું નામ સંવેગ મારા આત્માનું નામ પ્રશય

| | | |
|---|---|---|
| કુવરજી ઉપયોગ એ અજીવ | | ૧ |
| સવેગ ઉપયોગ એ જીવ | | ૨ |
| કુવરજી ઉપયોગ એ કર્મ (પાપ) | | ૩ |
| સવેગ ઉપયોગ એ ધર્મ (પુણ્ય) | | ૪ |
| કુવરજી ઉપયોગ એ આશ્રવ. | | ૫ |
| સવેગ ઉપયોગ એ સવર | | ૬ |
| કુવરજી ઉપયોગ એ બધ | | ૭ |
| સંવેગ ઉપયોગ એ નિર્જરા. | | ૮ |
| કુવરજી ઉપયોગ એ (ભવભ્રમણ) | | |
| સવેગ ઉપયોગ એ મુક્તિ–મોક્ષ | | ૯ |

વિ વિ હું કુવરજી છુ કે લાલન છુ એ ભાવ ઉપયોગ કે ભાન સહિત જ્યારે કોઇપણ વિચાર–ઉચ્ચાર કે આચાર કરવામા આવે તો સમજવુ કે સસાર ભ્રમણ છે એટલે કે અજીવ, કર્મ, આશ્રવ, અને બધ તત્વમાં દેહાધ્યાસી થઇ કુવરજી ભટકે છે અને જો દેહમદિરમા રહેલ સંવેગ કે ભાન સહિત જ્યારે વિચાર–ઉચ્ચાર અને આચાર પ્રવર્તતા હોય ત્યારે તે જીવ, ધર્મ, સવર, નિર્જરા અને મુક્તિ એ તત્વમા જીવ રમે છે અને લોકાલોકના નાયકપણા ભણી અનુક્રમે ચઢતો રહે છે

કુંવરજી—બાપુ ! બીજે પ્રકારે નવતત્વ કહેશો ?

લાલન—હા, થોડા ફેરફાર સાથે

દેહ ઉપયોગ એ મિથ્યાત્વ —અજીવ
આત્મ ઉપયોગ સમ્યકત્વ—જીવ
હું કર્મનો કર્તા એ [1]આશ્રવ
હું જ્ઞાનાદિ સ્વભાવનો કર્તા એ સવર
હું કર્મથી બધાઉ છુ એ બધ
હું જ્ઞાનાદિ સ્વભાવે રમુ છુ એ નિર્જરા
હું સ્વભાવે સ્થિત છુ એ મોક્ષ [2]

નોધ—કોઇ પણ વસ્તુનો વિચાર કરતા તે વસ્તુનું છદ્મસ્તને જ્ઞાન થાય છે, કારણ કે તે સમયે હું દેહ છુ એ ભાન (મતિજ્ઞાનાવરણ) દૂર થયેલુ હોય છે

કુંવરજી—બાપુ ! શ્રી આર્હત મુષ્ટિ શી છે !

લાલન—

आश्रव सर्वदा हेय ।
उपादे यस्तु सवर ।
इतीय मार्हति र्मुष्टि ।
शेपास्तस्या प्रपञ्चनम् ॥

---

૧ હું શુભ કર્મનો કર્તા એ પુણ્ય, હું અશુભ કર્મનો કર્તા એ પાપ
૨ હું દેહે સ્થિત છુ એ સસાર

અર્થાત્ આશ્રવ-કર્મને આવવા દેવા એ માર્ગ ત્યાગવા યોગ્ય છે અને કર્મને આવતાં અટકાવવા એ માર્ગ ગ્રહણ કરવા જેવો છે આટલામાં જૈનધર્મ સમાઇ જાય છે માટે તેને આહતિ મુષ્ટિ કહે છે, કારણ કે એ સિવાય જેટલું જૈન ધર્મમા લખાયું છે કે બોલાયું છે તે સર્વ એ એનો વિસ્તાર છે

આશ્રવ=મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય, યોગ

સંવર=સમ્યકત્વ, વિરતિ, અપ્રમાદ, ક્ષમાદિ, વીર્ય

ૐ શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !



---

૧ ક્રોધ મન, માયા લોભ એ કષાયો છે

૨. ક્ષમા નમ્રતા સરળતા સંતોષ એ ક્ષમાદિ ગુણો છે

| | | | |
|---|---|---|---|
| रिद्धिओ | सिद्धिओ | १३ | १३ |
| આનદવનજી | આનદ ઘનઝ | ૧૭ | ૧૧ |
| પરમાત્મા | પરમાતા | ૧૭ | ૧૭ |
| વર્ણવેલા | વર્ણવેલી | ૧૮ | ૧ |
| અને | અવે | ૧૮ | ૨ |
| તે | તેમને | ૧૮ | ૩ |
| સૂર્યના | સર્યનાં | ૧૮ | ૩ |
| આત્માને | પોતાને | ૧૮ | ૨૨ |
| ગયું | ગયો | ૧૯ | ૩ |
| જિજ્ઞાસુને | જિમાસુને | ૨૦ | ૯ |
| હોય તો | હોય | ૨૩ | ૨૦ |
| કરો | કરે | ૨૪ | ૧૬ |
| દેખશો | દેખાશો | ૨૫ | ૧૧ |
| હિંમતવાન | હમતવાન | ૨૭ | ૨ |
| જન | જનને | ૨૭ | ૧૩ |
| રહિત | રહીત | ૨૭ | ૧૪ |
| રીતિએ | રિતીએ | ૨૮ | ૯ |
| જણાશે | જણાય છે | ૨૮ | ૧૮ |
| શકે છે | જકે છે | ૩૦ | ૭ |
| સૂત્ર | સુત્ર | ૩૦ | ૧૧ |
| છુપા છે | ચુપાતે | ૩૧ | ૨ |
| એનીઅધ | હેલીમધ | ૩૮ | ૬ |
| અર્થાત્ | અર્થાત | ૩૯ | ૧૮ |
| દેખતો | દેખાતો | ૪૦ | ૧૬ |

| | | | |
|---|---|---|---|
| | પૂર્વ | ૪૦ | ૧૮ |
| પૂર્વે | | | |
| સમ્યકત્વી | સમ્યક્ત્વ | ૪૧ | ૩ |
| સામર્થ્યો | સામર્થ્યો | ૪૧ | ૮ |
| આનદઘનજી | આનદ ઘનની | ૪૨ | ૧૫ |
| આનદઘનજીને | આન. ઘનને | ૪૨ | ૧૮ |
| જ્ઞાન | જ્ઞાન | ૪૪ | ૨૧ |
| રહ્યો | રહ્યા | ૪૭ | ૧૮ |
| શકાય | શકે | ૪૯ | ૧૨ |
| એથી | એવી | ૬૦ | ૮ |
| ० | હાથી | ૬૦ | ૨૧ |
| બુધ્ધતીત | બુદ્ધતીત | ૬૩ | ૧૬ |
| ० | આપણા અતરાત્મા ઓની માથે | ૬૫ | ૧૬ |
| પરમાત્માએ | પરમાત્માને | ૬૫ | ૧૮ |
| દ્રષ્ટિએ | દ્રષ્ટિ એ | ૬૫ | ૧૯ |
| પ્રશમ નામથી | પ્રશ મનામથી | ૬૮ | ૨૦ |
| સપૂર્ણ | સંપૂર્ણ | ૭૩ | ૨૨ |
| એમગ્રતા | એકાગ્ર | ૭૪ | ૧૪ |
| પાદરાજીનું | પાન્રીજીનું | ૮૦ | ૨૨ |
| ઍપીઝમ | ઍપ્ટીઝમ | ૮૧ | ૪ |
| રાખનાર | રાખનારે | ૮૨ | ૮ |
| મનુચે | મનુષ્યો | ૮૨ | ૮ |
| ભક્તિ પૂર્વક | ભક્તિ પર્વક | ૮૨ | ૯ |
| જૈનો | જૈન | ૮૪ | ૧ |

| | | | |
|---|---|---|---|
| નથાપિ | તથાપ | ૮૪ | ૬ |
| આવડે | આ વડે | ૮૪ | ૧૪ |
| દહેછે | દહેછે | ૮૯ | ૧૧ |
| પોતાના | પોતા- | ૮૯ | ૧૨ |
| તેમ | તેમા | ૯૦ | ૫ |
| પામા | પામ | ૯૨ | ૧૫ |
| ચગે | ચાર | ૯૫ | ૫ |
| મડ્ડા | મડ્ડા | ૯૭ | ૩ |
| જુનાગ | જુનાવ | ૧૦૦ | ૧૭ |
| સાગરોપમના | સાગરોપમ | ૧૦૫ | ૧૧ |
| ૦ | કે | ૧૦૬ | ૮ |
| કે | એ | ૧૦૬ | ૮ |
| દેખતા | દેખાતા | ૧૦૭ | ૧૯ |
| ત્યાનો | ત્યાના | ૧૦૮ | ૩ |
| ગોતાનો | પોતાતો | ૧૦૮ | ૮ |
| ચાલ્યા જાય છે | ચાલ્યા છે | ૧૦૮ | ૧૦ |
| તે | ને | ૧૦૮ | ૧૯ |
| કર્યો | કર્યું | ૧૧૧ | ૧૬ |
| બીજી | બીજા | ૧૧૪ | ૮ |
| હણાતા | ગણાતા | ૧૧૫ | ૨ |
| દેખાતુ | દેખાતો | ૧૧૬ | ૪ |
| મગઝમરી | મગ મરી | ૧૧૭ | ૩ |
| નથી | તથી | ૧૧૭ | ૭ |
| પ્રતિક્રમણુ | પતિક્રમણુ | ૧૧૭ | ૧૬ |

| | | | |
|---|---|---|---|
| સમત્વ | શમત્વ | ૧૭૭ | ૧૦ |
| હા | હ | ૧૭૩ | ૧૯ |
| પદાર્થના | પદાર્થ | ૧૭૪ | ૪ |
| અનુભવવી | અનુભવ | ૧૮૧ | ૧૩ |
| અવ્યાબાધ | આવ્યા બાધ | ૧૮૨ | ૫ |
| અભિવાષા | આભિલાષા | ૧૮૨ | ૭ |
| સાવઘ | સાવદ્ય | ૧૮૪ | ૧૦ |
| દેખે છે | રહે છે | ૧૮૪ | ૧૫ |
| અવ્યાબાધ | આવ્યાબાધ | ૧૮૫ | ૨૦ |
| બન્ને | બન્ન | ૧૮૬ | ૫ |
| પ્રશાન્તવાહિતા | પશાતવાહિતા | ૧૮૬ | ૨૧ |
| વ્યક્તિઓના | વ્યક્તિઓ | ૧૮૯ | ૧૧ |
| પ્રશમ | પ્રશય | ૧૯૦ | ૧ |
| પ્રશમ | પ્રશય | ૧૯૦ | ૩ |

